આભાર માન્યો હતો. શ્રી શ્રીગુભાઇ દેસાઈએ તેમને અનુમોદન આપ્યું હતું. ત્યારબાદ મુન્શીજી પરિષદના બંધારણને વિસ્તૃત બનાવી લોકશાહી ઢબથી તેનું નવીનીકરણ કરવાના છે, અને તેને માટે તેમણે જે સમિતિ નીમી છે, તે એક વર્ષમાં આગળ ધપશે અને પોતાનું કાર્ય પાર પાડશે તેવી આશા વ્યક્ત કરવા શ્રી. ઉમાશંકર જોષી ઊભા થયા હતા. ( તે સમિતિનાં નામ :– શ્રી હરસિદ્ધભાઈ દિવેટીઆ, શ્રી જ્યોતીન્દ્ર દવે, શ્રી ઉમાશંકર જોષી, શ્રી મનસુખલાલ ઝવેરી, શ્રી યશવંત શુકલ, શ્રી ગુલાબદાસ બ્રોકર, શ્રી પ્રભુદાસ પટવારી, શ્રી ચૈતન્યપ્રસાદ દિવાનજી, જયંતકૃષ્ણ દવે – સંવાહક ( પરિષદના પ્રમુખ સમિતિના પ્રમુખ રહેશે ) તેવી આશા વ્યક્ત કરી, તેમણે પ્રમુખશ્રીના અને મુખ્ય મહેમાનોના આભારની દરખાસ્તને અનુમોદન આપ્યું હતું. પછી શ્રી બેચરદાસ શાહે પણ મુન્શીજીનો તથા મુખ્ય મહેમાનોનો આભાર માન્યો હતો. ત્યાર બાદ સ્થાનિક કારોબારી સમિતિના મંત્રી શ્રી શાન્તિલાલ ઠાકરે સી. જે એન્ડ કું. નો. શ્રી મનોહરભાઇ પટેલનો, શ્રી સંતરામ મંદિરનો, શ્રી વિઠ્ઠલ કન્યા વિદ્યાલયના સંચાલકોનો, મુખ્ય દાતાઓનો, આફ્રિકામાં શતાબ્દી ઊજવણી કરી, ફાળો ભેગો કરી, અહીં મોકલવા બદલ ડૉ. શ્રી રમણલાલ યાજ્ઞિકનો, શ્રી અંબાલાલ એલ. પટેલનો, શ્રી સોમાભાઇ વ. પટેલનો, શ્રી નિત્યાનંદ ઠાકર અને શ્રી રમણલાલ દાવડાવાળાનો, સ્વયંસેવકોની ટુકડીનો તથા તેમના નેતા શ્રી વિષ્ણુભાઇ દેસાઇ અને પુરુષોતમ પટેલનો, શ્રી રઘુનાથ કવિનો, શ્રી જશવંત ઠાકરનો, નડિયાદની બધી હાઈસ્કૂલોનો, જાહેર સુવરાઇનો, તથા શ્રી મનહર ચોકસીનો વગેરેનો આભાર માન્યો હતો. પ્રેક્ષકોનો આભાર માનતાં, તેમણે અનુરોધ કર્યો હતો કે આપણે સૌ ગોવર્ધનરામની દેશકલ્યાણની ભાવનાને ઝીલીએ, મોટા મનના બનીએ. નાનકડી વાતોમાં ઉદારતા સેવીએ, અને રાજસિક ભાવનાને જતી કરી સાત્ત્વિક સરસ્વતી ઉપાસના કરવા માંડીએ જેથી પરિણામ મંગલમય અને શુભ જ આવે.

ત્યાર બાદ 'વંદેમાતરમ્' ગવાયું હતું, અને સંમેલન આનંદની લાગણીથી વિખરાયુ હતું.

રાતે મ. સ. યુનિવર્સિટી, વડોદરા, તરફથી 'ધરા ગુર્જરી' નાટક ભજવાયું હતું. સાથે સાથે સ્થાનિક બધી જ હાઇસ્કૂલોનો, મહિલામંડળનો, નાગર પ્રગતિમંડળનો ગરબા, નૃત્ય વગેરેનો કાર્યક્રમ રજૂ થયો હતો. મોટા પ્રેક્ષકવૃન્દે તે કલામય કાર્યક્રમો નિહાળ્યા હતા.

આમ ત્રણેય દિવસોના તથા રાત્રિના કાર્યક્રમો બહુ જ સરળતાથી અને સફળતાથી ઉકેલાયા હતા, અને તેનો સઘળો જશ નડિયાદના જાણીતા અને અજાણ સહકાર્યકર્તાઓ તથા સદ્‌ભાવનાવાળા સહાયકોને ફાળે જાય છે.

## કલા પ્રદર્શન

શ્રી. ગોવર્ધન શતાબ્દી મહોત્સવ અને શ્રી. ગૂજરાતી સાહિત્ય પરિષદના ૧૯મા સંમેલન નિમિત્તે કલા પ્રદર્શન શ્રી. વિઠ્ઠલ કન્યા વિદ્યાલયના મકાનના મેડા પર ૭ ઓરડામાં ભરવામાં આવ્યું હતું. તેનું ઉદ્ઘાટન મધ્યપ્રાંતના ધારાસભ્ય માનનીય શ્રી. મનોહરભાઈ બાબરભાઈ પટેલે તા. ૨૮–૧૧–૫૫ ના રોજ સવારમાં કર્યું હતું.

તે પ્રદર્શનમાં ૭ વિભાગ હતા. પહેલા વિભાગમાં સમગ્ર ગૂજરાતના પ્રસિદ્ધ ચિત્રકારોનાં ચિત્રો હતાં જે મુખ્ય મોટા ઓરડામાં કલામય રીતે રજૂ કરવામાં આવ્યાં હતાં. તેમાં નડિયાદના શ્રી. દશરથ પટેલનાં ચિત્રો ખાસ ધ્યાન ખેંચે તેવાં હતાં. ગૂજરાતના યુવાન કલાકારોને પ્રેરણા આપનાર શ્રી. રવિશંકર રાવળ, ગૂજરાતના ગ્રામ જીવનને તાદૃશ કરી બતાવનાર કપડવંજના કલાકાર શ્રી. સોમાલાલ શાહ, રંગદર્શી કલાને આકર્ષકતાથી રજૂ કરનાર શ્રી. કનુ દેસાઈ, શ્રી. રસિકલાલ પરીખ વગેરે અનેક કલાકારોનાં ચિત્રો તેમાં રજૂ કરવામાં આવ્યાં હતાં. તે દ્વારા ગૂજરાતના દરેક ચિત્રકારની વિશિષ્ટતા અને ભાવિ આશા તરી આવતાં હતાં.

બીજા વિભાગમાં ગૂજરાતની બાલ સંસ્થાઓ તથા માધ્યમિક શાળાઓના વિદ્યાર્થીઓનાં મૌલિક ચિત્રો હતાં. તેમાં શ્રી. ફુલચંદ બાલમંદિર, નડિયાદની સરકારી હાઇસ્કૂલ, આણંદની ડી. એન. હાઇસ્કૂલ વગેરે સંસ્થાઓના વિદ્યાર્થીઓનાં ચિત્રો આવતી કાલના ચિત્રકારોની કળા તથા માનસ રજૂ કરતાં હતાં. બાલ માનસની મુક્ત, અનિર્બદ્ધ કલ્પના અને શૈલી જોવાનો તે અનુપમ લહાવો હતો.

ત્રીજા વિભાગમાં ગૂજરાતના ઉચ્ચ કોટિના ફોટોગ્રાફરોની છબિ કૃતિઓ હતી.

ચોથા વિભાગમાં નાટ્યકલાને લગતા આલેખો, મોડેલો વગેરેનું પ્રદર્શન ખાસ ધ્યાન ખેંચે તેવું હતું. તેમાંની સામગ્રી મુંબઈ નાટ્યમંડળ તથા શ્રી ભારતીય વિદ્યાભવનમાંથી ખાસ મહેનત લઈને શ્રી કમલેશ ઠાકર લઈ આવ્યા હતા. તેમાં નાટ્યકલાના ઉદ્‌ભવ વખતે કયા કયા દેવોએ સરસ્વતીને કયા કયા શણગાર આપ્યા તેનાં ચિત્રો હતાં, મુખ્ય ગૂજરાતી નાટ્યકારોનાં ખાસિયત ઊપજાવી કાઢતાં વ્યંગ્ય ચિત્રો હતાં, રંગભૂમિ–લોકભોગ્ય રંગભૂમિની રચનાનાં મોડેલો હતાં, વડોદરાવાળા શ્રી રમણિક દેસાઇના અમૂલ્ય સંગ્રહમાંથી લગભગ ૧૨૦૦ ઓપેરા–બૂકસ–અત્યાર સુધીનાં સંઘરી રાખેલાં નાટકોનાં પુસ્તકો રજૂ કરવામાં આવ્યાં હતાં. શ્રી ગોવર્ધનરામના હસ્તાક્ષરમાં લખાયેલી હસ્તપ્રતો હતી. ત્રણસો વર્ષ જૂની સંસ્કૃત લિપિમાં હસ્તાક્ષરે લખાયેલી પોથીઓ હતી.

પાંચમા વિભાગમાં સાહિત્યને લગતા અને છઠ્ઠા વિભાગમાં ભરતગૂંથણના નમૂનાઓ હતા. ભરતગૂંથણના વિભાગમાં નડિયાદની ખડાયતા ઉદ્યોગશાળા તરફથી શ્રી શકુંતલાબેનની મહેનતને પરિણામે સારા નમૂના રજૂ કરી શકાયા હતા.

પ્રદર્શન ત્રણ દિવસ ખુલ્લું રહ્યું હતું, અને આશરે આઠ દશ હજાર ભાઈ–બેનોએ તેનો લાભ લીધો હતો. સદ્‌ભાગ્યે તા. ૩૦મીએ આપણા માનીતા વડા પ્રધાન શ્રી જવાહરલાલ નહેરુ પણ આ પ્રદર્શનના માનવંતા પ્રેક્ષક બન્યા હતા અને તે જોઈ ઊંડો સંતોષ વ્યક્ત કર્યો હતો. આ સમગ્ર પ્રદર્શન ગોઠવવામાં શ્રી ચંદ્રવદન ભટ્ટ તથા શ્રી મોહનભાઈ શાહે ભારે જહેમત ઊઠાવી હતી.

## મનોરંજન વિભાગ

તા. ૨૬, ૨૭, ૨૮, ત્રણેય દિવસની રાત્રિઓનો મનોરંજન વિભાગ જોવા માટે મહેમાનો અને આમંત્રિત સાક્ષરો, કવિઓ, લેખકો, ઉપરાંત લગભગ ૭ હજારની મેદનીની ઠઠ જામતી હતી. ભારતીય વિદ્યાભવનના કલાકારો રામ–શબરીનાં નૃત્ય ભજવી બતાવવનાં છે, તે વાત સાંભળીને તો લોકોએ મનોરંજનના કાર્યક્રમોમાં પ્રવેશ મેળવવા પડાપડી કરી હતી.

પહેલે દિવસે રાતે સરસ્વતીચન્દ્ર, નાટક ભજવાયું–શાન્તરીતે, ગંભીરતાથી મૂળ નવલકથાના વસ્તુને બરાબર લક્ષમાં રાખી, નડિયાદના રસકવિ શ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટે તેને નાટ્યયોગ્ય રૂપ આપ્યું હતું. નડિયાદના જ કલાકારોએ આ નાટક ભજવ્યું. અને તે વાત લક્ષમાં રાખતાં તેને સફળતા મળી એમ કહેતાં જરા પણ સંકોચ રાખવાની જરૂર નથી. નાટકમાં શ્રી જશવંત ઠાકરે ખૂબ અગત્યનું માર્ગદર્શન આપ્યું હતું, અને શ્રી અજિત ડાભીએ ઉત્સાહપૂર્વક તેની વ્યવસ્થા ઉપાડી લીધી હતી. કેટલાક પ્રવેશો વધારે પડતા શાન્ત અને ગંભીર લાગતા હતા, પણ તે તો મૂળ વસ્તુ જ એવી હતી તેને કારણે. કુમુદની ભૂમિકા કુ. કાન્તાબેન શાહે તથા કુસુમની ભુમિકા કુ. ઇલાબેન યાજ્ઞિકે બહુ જ સફળતાથી ભજવી હતી. કમલેશ ઠાકરે લક્ષ્મીનંદનની ભૂમિકા ભજવતાં સારી છાપ પાડી હતી. એકંદરે આવું નાટક જોતાં આપણે ગોવર્ધન-

રામની શતાબ્દી પ્રસંગે તેમને સ્મરણાંજલિ આપવા આવ્યા છીએ તેવું સતત ભાન જાગ્રત રહે તેવો કસબ નડિયાદના અવેતન કલાકારોએ એકાદ માસની તૈયારીમાં જ સાધ્યો હતો.

બીજે દિવસે રાતે ભારતીય વિદ્યાભવનના સુંદર તાલીમ પામેલા કલાકારોએ શબરીનાં નૃત્યો, ભીલનૃત્ય. માછીમારોનું નૃત્ય, મૃદંગવાદન, રામજન્મ પ્રસંગે લોકનૃત્ય, રાવણ જટાયુ નૃત્ય, નાદતરંગ વગેરે પ્રયોગો આપ્યા. ત્યારે બધા જ પ્રેક્ષકો મંત્રમુગ્ધ બની ગયા હતા. તેમાં જટાયુની પાંખ કપાતાં, તે એક હાથે–એક પાંખે નૃત્યની અદામાં રાવણ સાથે ઝઝૂમે છે તે દૃશ્ય તો ખરેખર પ્રશંસનીય હતું . રાવણ નૃત્યમાં તેની વિજિગીષા, તેનો મદ, તેનું અભિમાન, તેનું ઔદ્ધત્ય રાવણની દરેક અંગભંગીમાં, તેના પગના ઠેકામાં, તેની મદમત્ત ચાલમાં તેના હાથની ઉદ્ધત મરોડમાં મૂર્તિમંત થયાં હતાં. ખરેખર આવો કલાપ્રયોગ જોવાનો મળ્યો તે માટે નડિયાદ શ્રી કનૈયાલાલ મુન્શીનું ઋણી છે. આવા કલાપ્રયોગો નડિયાદને ઘણા સમય સુધી જોવા મળ્યા ન હતા અને તેથી તેને અંતે પ્રેક્ષકગણ આશ્ચર્યમુગ્ધ બન્યો, સ્તબ્ધ બન્યો, અવાક્ બન્યો.

ત્રીજા દિવસની રાતે વડોદરાની એમ. એસ. યુનિવર્સિટીના સંગીતનાટ્ય કોલેજના કલાકારોએ "ધરા ગુર્જરી" ભજવી બતાવ્યું હતું. તેમાં રંગભૂમિના વિકાસનું વસ્તુ સૂક્ષ્મ રીતે રહેલું હતું, પણ બાહ્ય કથાવસ્તુનો સાદો તંતુ પણ શૃંગાર, હાસ્ય, વીર, કરુણરસોની હેલી ઉપજાવવા માટે પૂરતો હતો. પછી સ્થાનિક હાઇસ્કૂલો અને મહિલામંડળ તથા શ્રી વિઠ્ઠલ કન્યા વિદ્યાલયની બેનોએ રાસ, ગરબા, નૃત્યોનો કાર્યક્રમ આપ્યો હતો. તેમાં સર્વોદય હાઇસ્કૂલ, સરકારી હાઇસ્કૂલ, શ્રી બાસુદીવાળા પબ્લીક હાઇસ્કૂલ, નાગર પ્રગતિ મંડળ, ન્યૂ ઇંગ્લીશ સ્કુલ ફોર ગર્લ્સ વગેરે સંસ્થાઓએ સારા ગણાય તેવા કાર્યક્રમો આપ્યા હતા. આ બધા સમય દરમ્યાન અને સરસ્વતીચંદ્ર નાટકમાં શ્રી ભાનુભાઈ વ્યાસે, સંગીત દિગ્દર્શક તરીકે કામ આપ્યું હતું અને શ્રી દેવદાસ પંડ્યાએ સરસ્વતીચંદ્ર નાટકમાં દિગ્દર્શક તરીકે કામ આપ્યું હતું. કુ. વીણા મહેતાએ સંગીતમાં પ્લે–બેક તરીકે પ્રશંસનીય કામગીરી બજાવી હતી.

ઉપરના કાર્યક્રમો પરથી એટલું ચોક્કસ જણાઇ આવતું હતું કે નાટ્યકલાની બાબતમાં, સંગીતશિક્ષાની બાબતમાં, વેશભૂષાની બાબતમાં, ગરબાના વિવિધ પ્રકારોની સજાવટમાં નડિયાદે છેલ્લાં ૧૦ વર્ષમાં સારી ગણાય તેવી પ્રગતિ કરી છે. આવા કલાપ્રયોગો પણ સાહિત્યનો અને જીવનના રસમય આવિર્ભાવનો એક પ્રકાર જ છે, અને તે રીતે તેમને પણ શ્રી ગોવર્ધનરામ શતાબ્દી મહોત્સવ પ્રસંગે અને ગુજરાતી સાહિત્ય પરિષદ પ્રસંગે ઊચિત અને ગૌરવવંતું સ્થાન મળ્યું હતું તે સ્વાભાવિક છે.



# ગૂજરાતી સાહિત્યપરિષદ – ૧૯મું સંમેલન – નડિયાદ.

તા. ૨૭, ૨૮–૧૦–૫૫

સત્કાર મંડળીના પ્રમુખ :

## શ્રી. કાન્તિલાલ છગનલાલ પંડ્યાનું સત્કારપ્રવચન.

બહેનો અને ભાઈઓ,

ગઇ કાલે એક ખરેખરા મોટા માણસના જન્મની શતાબ્દી આપણે ઊજવી. ગોવર્ધનરામ ન કેવળ નડીઆદના જ મોટા માણસ હતા; પણ તે આખા ગુજરાતના હતા. સાહિત્યકારોમાં શિરોમણિ તો તે હતા જ, પણ ઉપરાંત ઘરમાં–સંસારમાં રહીને તે સંન્યાસ લેનાર, સેવાના તેમજ ઉચ્ચતમ જીવનના અસાધારણ આદર્શો ઝીલનાર ને પોતાના જીવનમાં ઉતારનાર સાચા સાધુજન હતા.

એમના જન્મની શતાબ્દી પછી, જે સંસ્થાના પહેલા પ્રમુખ તરીકે એ વિરાજેલા તે, ગુજરાતી સાહિત્ય પરિષદની સુવર્ણજયન્તી આજે છે. ગોવર્ધનરામે જન્મ લીધો તેને સો વર્ષ થઇ ગયાં, તેમ આ પરિષદને જન્મ લીધેય પચાસ વર્ષ થઈ ગયાં; બેઉ પ્રસંગોના સૂત્રરૂપે રહેનાર, નથી નડીઆદ, નથી નડીઆદના ઉત્સાહવાળા કાર્યકરો, કે નથી બન્ને પ્રસંગો ઉપર પ્રમુખ થનાર આપણા મુનશીજી: પણ ખરું સૂત્ર તો ગોવર્ધનરામ જ છે. એ વાત ભુલાય એવી નથી.

તેથી જ આ સુવર્ણજયન્તી ઊજવવામાં સૌથી પહેલું આપણું નમન હો ગોવર્ધનરામને જેમના જીવનની સુવાસ અમર છે; ને તે પછી શ્રી રમણલાલ મહીપતરામ નીલકંઠ જેવા સજ્જનને, જેઓ પરિષદના પહેલા સત્કારપ્રમુખ હતા. અને જેમના ભાષણમાં પરિષદની ખરી ભૂમિકા સારી રીતે રચાઇ હતી અને તે પછી–કે સૌથી પહેલાં ? – ભાઇ રણજિતરામ વાવાભાઇને, જેમણે આ પરિષદને, ઘણી વિગતો સાથે, પહેલો પોતાની વિશાળ કલ્પનામાં જન્મ આપ્યો, પછી અમદાવાદના નાના મોટા રસિક સાક્ષરોનો સાથ મેળવ્યો, અને છેવટ ગુજરાતનું એક મોટું કામ પાર પાડી એમાં જીવ મૂક્યો.

એ મોટું દુર્ભાગ્ય છે કે આ ત્રણેમાંનું કોઈ આજે નથી છતાં પોતાની શુભ વાસનાઓમાં જો મરનારનો આત્મા રહેતો હોય તો આજે એ ત્રણેનાં, તેમ જ આ પદો પાછળથી ભોગવનારાઓમાંના ઘણા ચાલ્યા ગયા છે તેઓના, આત્માઓ પણ આજે તો આપણી સાથે જ છે; એમ માની આપણે એ સર્વેને એ શ્રીગણેશ કરનારાઓને, અન્તઃકરણના આભાર સાથે નમન કરીએ છીએ.

આજે પ્રજાના જીવનમાં, પ્રજાની એક સંસ્થાના જીવનમા પણ પચાસ વર્ષ કાંઈ નથી. છતાં વ્યક્તિના જીવનમાં તે અર્ધું કે અર્ધાથી પણ વધુ આયુષ્ય થાય છે, અહીં બહુ થોડા જ હશે (શ્રી કૃષ્ણલાલભાઈ. શ્રીમતી વિદ્યાબેન જેવાં) જેઓએ પહેલી પરિષદમાં પણ હાજરી આપી હોય અને જે આજે આ સુવર્ણ-જયન્તીમાં પણ આપણને સાથ આપે છે. ગોવર્ધનરામે પોતેય પહેલી પરિષદ વખતે પચાસ વર્ષ પૂરાં કર્યાં નહતાં અને હજી "વનપ્રવેશ" કર્યો ન હતો; બીજા ઘણા મારી પેઠે તે વખતે બાળક કે યુવાન જ હશે. હું પોતે તે વખતે જૂનાગઢની બહાઉદ્દીન કૉલેજમાં ઇન્ટરમીડિયેટની પરીક્ષા માટે તૈયાર થતો હતો ! અસ્વસ્થ તબિયતને લીધે તેમ જ "જૂનની આખરમાં" કૉલેજમાંથી નીકળી આવવાની મુશ્કેલીને લીધે પરિષદમાં ગયો

ન હતો. પહેલી પરિષદની ખબર તો પડી જ હતી–આખરે ગોવર્ધનભાઇ મારા સગા મામા જ હતા ને–પણ તેના મહત્ત્વનું ભાન પણ થોડું હતું. બહુ જ ઈચ્છું છું કે હું ત્યારે કૉલેજ મકીને અમદાવાદ જઈ શક્યો હોત ને તેનાં સ્મરણો મારા આજના જીવનને વધુ સમૃદ્ધિ આપી રહ્યાં હોત.

પણ આતો આડકથા થઇ ગઈ: આવશ્યક જ્યાં.

સૌથી પહેલાં મને આ આસને બેસાડનાર મારા નડીઆદના કાર્યકર્તા બંધુઓનો મારે આભાર માનવાનો છે. કમનસીબે એમાં એમણે કાંઇ લાભ મેળવ્યો નહિ હોય ? મારી તબિયત ને મારો મુંબઇનો નિવાસ બન્નેને લીધે હું નડીઆદથી આઘો જ રહ્યો છું. એકે સભામાં હાજર રહી શક્યો નથી, એકે નિર્ણયમાં મત આપી શક્યો નથી. કદાચિત્ મારે ના જ પાડવી જોઇતી હતી. પણ નડીઆદના, સાહિત્યના, તેમ જ પ્રજાજીવનના, અમારા મોટેરાઓ તો ક્યારના ચાલી ગયા હતા; હવે બીજી શ્રેણીમાંના મારા જોડીઆઓ પણ લગભગ બધા ગયા છે; તેવી અવસ્થામાં, ખરેખરી અશક્તિ હોવા છતાં, એમની ઉદાર માગણીને નકારવાની મારી છાતી ન ચાલી. નડીઆદના આટઆટલા વડીલો ગયા તે છતાં કાર્યકર્તાઓએ ઉત્સાહથી ને હિંમતથી નડીઆદનું નડીઆદીપણું જીવતું રાખ્યું છે. તેવે સમયે હું એમને છોડીને આઘો ઊભો રહી જ ન શકું.

ફક્ત જેમ તેઓએ મને નિભાવી રાખ્યો છે તેમ આપ સૌ પણ મને નિભાવી લેશો એ વિનંતી છે.

મારી ભૂલ થતી નહિ જ હોય; આ સર્વ અહીંના કાર્યકર્તાઓમાં અગ્રે છે શ્રી બાબુભાઈ જ. પટેલ; મુંબઈ સરકારના એક ડેપ્યૂટિ–મિનિસ્ટર તરીકે એમનો વખત ઘણો જ કીમતી છે. છતાં એમની હિંમત ઉપર મુખ્યત્વે આ સમારંભો ગોઠવાયા છે. બીજા એમના જે સહકારીઓ છે તેઓમાંના થોડા ઘણાને હું જરૂર ઓળખું છું. એ સૌનો હું આભાર માનું છું.

સન ૧૯૨૮માં નવમી પરિષદ અહીં થઇ ત્યારે મારા પિતાશ્રી જીવતા હતા–જાણે "Last of the Romans"! એમને નડીઆદે તે વખતે જે આસન આપ્યું હતું તે જ આજે મને આપીને નડીઆદે જાણે અમારા કુટુમ્બની ઉપર બેવડો ઉપકાર કર્યો છે, અને અમને નડીઆદની સેવા કરવાની વધુ તક આપી છે, એ પણ ભુલાય એમ નથી.

નવમી સાહિત્ય પરિષદ પછી દશમી પણ ૧૯૨૯માં નડીઆદમાં જ થઈ. એના સત્કારપ્રમુખ ભાઈ અંબાલાલ બુ. જાનીએ પોતાના ભાષણમાં "નડીઆદની ઇતિહાસગાથા" બહુ સારી રીતે ગાઈ છે એટલે એની પુનરુક્તિ કરવાની જરૂર નથી. પણ ૧૯૨૮ ને ૧૯૨૯માં જ નડીઆદને મોટું કીર્તિધામ બનાવનારાઓ તો ક્યારના ચાલ્યા ગયા હતા. મેં દીઠેલા મોટેરાઓનાં જ નામ ગણાવું તો ઝવેરીલાલ યાજ્ઞિક, ગોવર્ધનરામ ત્રિપાઠી, મનઃસુખરામ ત્રિપાઠી, મણિલાલ નભુભાઈ, બાળાશંકર ઉલ્લાસરામ, દોલતરામ પંડ્યા, તનસુખરામ ત્રિપાઠી, હરિદાસ વિહારીદાસ વગેરે એ સૌ ચાલ્યા ગયા હતા. ૧૯૨૮માં મારા પિતાશ્રી જાણે એકલા જ હતા. ૧૯૨૯ની બેઠક પહેલાં શ્રી મગનભાઇ ચ. પટેલ તથા કવિશ્રી પૃથુ હ. શુક્લ એ. એમના નાનેરાઓ પણ ચાલ્યા ગયા હતા. એ વખતે નડીઆદ વધારે ભીડમાં હતું. પણ પછીનાં ૧૯૨૯ થી '૫૫ સુધીનાં વર્ષોમાં તો જાણે ઘાણ વળી ગયો હોય એમ લાગે છે.

નાગરવાડો અને સાઠોદરાવાડો બન્ને જાણે હાલ સાફ થઇ ગયા છે. એ સૌમાં મારો સાથ રાખનારાઓ અત્યારે ખાસ યાદ આવે છે; મારા પિતાશ્રી છો. હ. પંડ્યા, શ્રી નાના સાહેબ ( ગોપાળદાસ વિહારીદાસ ) અને તાત્યાસાહેબ ( ગિરધરદાસ મંગળદાસ, જેમને હું તાતાસાહેબ કાકા કહેતો અને જેમનું પાર વગરનું હેત મેં મેળવ્યું હતું તે ) મારા મુરબ્બીઓમાં હતા. ભાઈ ચન્દ્રશંકર ને ઇન્દિરાશંકર ( બન્ને પંડ્યા ), બહેચરલાલ

મુદ અંબાલાલ જાની, ગોકલદાસ તલાટી, બન્ને ફુલચંદભાઈ ( ફુલચંદ બાપુજી તો વ્હેલા ગયા અને ફુલચંદ છ. કવિ ચિત્રકાર હમણાં જ ગયા સુંદરલાલ જોશી, પરભુભાઈ વગેરે ઘણા આજે નથી, એમણે બન્ને પરિષદોમાં સારો ભાગ લીધેલો. નડિયાદની બહારના છતાં આપણા જ થઈ ગયેલા જનુભાઇ સૈયદ, કેશવ હ. ધ્રુવ, આનન્દશંકરભાઇ, ભૂલાભાઇ, હીરાલાલ પારેખ: અને નગીનદાસ માસ્તર, મનહરરામ, ગૌરીશંકર ઓઝા, નર્મદાશંકર દેવશંકર મહેતા, માનશંકર પીતાંબરદાસ, દુર્ગાશંકર શાસ્ત્રી—કેટલા ગણાવું !—આ યાદીમાં હજી ઘણા ગણાવ્યા નથી; પણ નવમી બેઠકમાં સાહિત્યવિભાગને શોભાવનાર ભાઈ રામનારાયણ પાઠક હવે ગયા છે તે ઘા તો આપણને બહુ જ તાજો છે. એમનું જાણે સર્વદેશીય જ્ઞાન, સર્વસ્પર્શી બુદ્ધિ અને સૌને હૃદયમાં ઝીલતું હૃદય એ આજે આપણી એક મોટામાં મોટી ખોટ છે. છેક સન ૧૯૦૮–૯ થી મારે એમનો સંબન્ધ થયેલો તે વખતની "ગુર્જરસભા" માં; જો કે મારાથી ઘણો વધારે નિકટ સંબંધ કેળવનારા ગુજરાતમાં હાલ ઘણા છે, એમના શિષ્યો અને સાથીઓ પણ ઘણા છે, છતાં એમના એક સ્નેહી તરીકે મારું હૃદય પણ કકળી ઊઠ્યું હતું, એમના એકાએક થયેલ અવસાનના ખબર જાણીને.

વળી ગુજરાતમાં "યુગમૂર્તિ વાર્તાકાર" નું બિરૂદ પામનાર શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈના અવસાનથી ગૂજરાતને પ્રથમ કક્ષાના સામાજિક નવલકથાકારની ભારે ખોટ પડી છે. ગુર્જર સાહિત્યની સેવામાં અંતિમ સમય સુધી તેમણે અવિરતપણે પોતાની કલમ ચાલું રાખી હતી અને તેથી જ એ સરસ્વતીના ઉપાસકની આજે ભારે ખોટ સાલે છે. આવી વિશાળ સુજનતા, લેખમાં તેમ જ વ્યવહારમાં, ગુજરાતમાં, વિરલ છે: આવી મીઠી છતાં કટાક્ષભરી દૃષ્ટિ આપણા જીવનમાં કોઈએ નાંખી હોય એમ યાદ નથી.

આથી પણ વધુ તાજા ખેદજનક ખબર તો ભાઇ રમણીયરામના આપણને મળ્યા: લગભગ જન્મ્યા ત્યારથી અમે સોબતી હતા ( એ મારાથી ફક્ત દોઢ માસ નાના હતા ). સાથે રમ્યા, સાથે જમ્યા, સાથે સુતા: સહિત્યમાં ય સાથ રાખ્યો. એ "સમાલોચક" ચલાવતા તે દિવસો એમના જીવનના સારામાં સારા હતા એમ આજે શંકા વગર કહી શકીએ. પણ તે દિવસો ગયા પછી ધીરે ધીરે બહુ માઠા દિવસો આવ્યા. પ્રોફેસર ઠાકોરની પાસે એ "સાક્ષરજીવન"નું સંપાદન કરાવી શક્યા—એ એમની એક મોટી ફતેહ હતી; તેમાંય મારો હિસ્સો હતો, પણ તે પછી એમના બધા યત્નો નિષ્ફળ ગયા; "અધ્યાત્મજીવન" ( અપૂર્ણ ) નું સંપાદન ન જ થઈ શક્યું; અને આજે, ગોવર્ધનરામને ગયે ૪૮ વર્ષ થયાં છે છતાં એમનું ઘણું સાહિત્ય, પહેલાં માસિકોમાં પ્રગટ થઇ ચૂકેલું તેમ હજી અપ્રકટ રહેલ એવું બન્ને, રમણીયરામ ગુજરાતને અપાવી ન જ શક્યા. "संपूर्ण: केवलो हरि: ।" પણ દુર્ભાગ્યમાં પડેલાઓના દોષ વધુ દેખાય છે. રમણિયરામની પ્રકૃતિમાં જે હોંશ, જે ઉત્સાહ ને જે ઉદારવૃત્તિ હતાં, તેમને જ આજે સંભારવાનાં છે. ગોવર્ધનશતાબ્દી એ રમણીયરામના જીવનમાં સુવર્ણદિવસ થયો હોત—જો તેઓ આજે એ દિવસ જોઈ શક્યા હોત તો.

છેવટે ગુજરાતના એક સાચા ઈતિહાસના સંશોધક રત્નમણિરાવ ભીમરાવ જોટનેય આપણે બહુમાનથી સ્મરણાંજલિ આપવાની છે. હું એમને કદી મળી શક્યો નથી, પણ એમની કીર્તિથી અજાણ નથી. હજી વધુ આયુષ્ય એમણે જોયું હોત તો તે ઘણું વધારે ને બીજું ઉત્તમ કાર્ય કરી શક્યા હોત. છતાં માનવીના ટૂંકા જીવનમાં એમનું કામ પણ હંમેશાં રહે એવું જ છે એ જેવી તેવી વાત નથી. અત્યારે તો એમનું સ્થાન ખાલી જ છે.

શ્રી. ચીમનભાઇ ના. મહેતા. જેમણે નવમી ને દશમી પરિષદોમાં બહુ અગત્યનો ભાગ લીધો હતો, તે હજી આપણી સાથે છે એ આપણું એક સદ્‌ભાગ્ય છે. શ્રી દાદુભાઈ દેસાઇ પણ સદ્‌ભાગ્યે હજી બેઠા છે. તેમ ભાઈ ઇન્દુલાલ યાજ્ઞિક અને રમણલાલ યાજ્ઞિક પોતપોતાનાં ક્ષેત્રમાં આજે સારી રીતે કામ આપ્યે જાય છે

એ પણ બહુ આનન્દની વાત છે. ઈન્દુભાઈની "આત્મકથા"નો પહેલો ભાગ ઘણાએ દીઠો–વાંચ્યો હશે; હજી ત્રણ ભાગો બાકી છે તે સંતોષપૂર્વક પૂરા કરી પ્રસિદ્ધ કરવાનું જોમ ને આયુષ્ય, એટલું તો જરૂર એમને મળી રહો !

અંગ્રેજ કવિ ટેનિસને કહ્યું છે કે "The old order changeth, yielding place to new." એવું સર્વત્ર બને છે. જૂનો વર્ગ, જૂની પ્રથા, જૂની વ્યવસ્થા સૌ નડીઆદમાંથી ય જવા લાગ્યાં છે. ને તેમની જગ્યાએ નવો વર્ગ, નવી પ્રથા ને નવી વ્યવસ્થા આવ્યાં છે. એ નવાનું ઓળખાણ મને થોડું જ થયું છે; વિશેષ આ દિવસોમાં કરી શકીશ એવી આશા છે. સાહિત્ય ઉપરાંત ઉદ્યોગો, ગન્જ ને સ્થાનિક વહીવટ, વેપાર વગેરેનું પણ નડીઆદ કેન્દ્ર છે અને તેના અગ્રણીઓ નડીઆદમાં છે.

એ બધા નવા વર્ગના જ આભાર છે કે આજે આપણે આમ એકત્ર થઇ શક્યા છીએ હું તો નડીઆદમાંય પરદેશી જેવો થઇ ગયો છું; પણ અહીંના બધા ભાઈઓ કશી ઊણપ નહિ આવવા દે અને ખાસ કરીને સૌથી વધુ ઉપયોગી એવી પરોણાગતમાં તો પાછા નહિ જ પડે, એ ખાત્રી છે.

એ સૌના વતી તેમ જ મારા વતી પણ હું અત્યારે પધારેલા બધા મહેમાનોને અન્તઃકરણથી આવકાર આપું છું.

કદાચ સૌથી પહેલો આવકાર અને ઉપકાર આપણું આપણા બે મુખ્ય મહેમાનોનો માનવાનો છે. પહેલાં શ્રી કૃષ્ણલાલભાઇ જેમણે મારી વિનંતિ સ્વીકારીને ગોવર્ધનરામની જન્મશતાબ્દીનું ઉદ્ઘાટન કર્યું. આ ઉંમરે પણ તસ્દી લઇને તેઓ પધાર્યા અને આપણો ઉત્સાહ વધાર્યો એ કાંઈ જેવી તેવી વાત નથી. કૃષ્ણલાલભાઇ અને ગોવર્ધનરામ બન્નેનાં કુટુમ્બોનો સંબંધ કદાચ પોણી સદીથી ય વધુ હશે. તે ઉપરાંત સન ૧૮૯૭થી મુંબઇમાં બન્ને સાથે–વકીલાતમાં કામ કરવા લાગ્યા; એને ય આજે લગભગ સાઠ વર્ષનાં વહાણાં થશે. કૃષ્ણલાલભાઈ તો છેક પહેલી ગુ. સા. પરિષદથી આ પરિષદની સાથે છે. પહેલાં લેખો મોકલ્યા, પછી લાઠીમાં પરિષદના પ્રમુખ થયા. ગોવર્ધનરામની સાથે સંબન્ધ જેમણે રાખેલો અને હજી જેઓ વિદ્યમાન છે તેઓમાં એ સૌથી વધુ વૃદ્ધ છે. ગોવર્ધનરામના કુટુમ્બનેય તે બરોબર ઓળખે. એમણે લીધેલી તસ્દી એમની હોંશ અને સહાનુભૂતિ ઉપરાંત એમના સરસ આરોગ્યની ને પ્રબળ જિજીવિષાની નિશાની છે. પરમાત્મા એમને હજી ઘણા કાળ લગી આપણી ઉપર રાખો.

બીજા આવા મહેમાન મુંબઇના રાજ્યપાલક ડૉ. મહેતાબ છે. હિન્દની ભાષાઓમાં ને સાહિત્યમાં એમને ખૂબ રસ છે. આપણા પ્રાન્તમાં તે ઘણું ફરે છે, ને લગભગ સર્વ સભાઓમાં જવા તત્પર છે. તે પોતેય નામી લેખક છે. આટલા અનુભવો ને અવલોકનોથી સમૃદ્ધ થયેલ આ મહેમાને આજે મારી–અમારી વિનંતિ સ્વીકારી અને અહીં શ્રમ લઈને પધાર્યા એ આપણું સદ્‌ભાગ્ય છે. એમની પાસેથી આપણને, ખાસ કરીને પરિષદને ઘણું શીખવાનું, જાણવાનું ને વિચારવાનું મળશે. ગુજરાતી પરિષદના જીવનનો જે પ્રસંગ આજ ઊભો થાય છે ને પ્રસંગે એ આપણને દોરવણી આપી શકશે. એમને આપણે પૂરા દિલથી આવકાર આપીએ છીએ અને એમનો ઉપકાર માનીએ છીએ.

આજે આપણા ખરા મહેમાન અને આ બેઠકના પ્રમુખ તો શ્રી કનૈયાલાલ મુનશી છે. આ બન્ને શબ્દો એમને વિષે વાપર્યા છે તે યોગ્ય છે. છતાં તે વાપરીને આપણને જરા વિસ્મય થઈ આવે છે. મુનશી કાંઈ નડીઆદને જરાય અજાણ્યા નથી; તેમ મુનશીને નડીઆદ પણ અજાણ્યું નથી. ગુજરાતમાં કે હિન્દમાં એમનું ઓળખાણ કરાવવા બેસવું એ પણ એક પ્રગલ્ભતા જ છે. કારણ કે મોટા ને વિવિધ પ્રકારના સાહિત્યના નામી લેખક તરીકે બહુ પ્રતિષ્ઠિત વકીલ તરીકે, એક આગેવાન કોંગ્રેસના નાયક તરીકે, મહાત્માજીના એક અનુયાયી તરીકે અને

સ્વરાજના એક સ્તંભ તરીકે તે આપણા દેશભરમાં જાણીતા છે. હાલ તે આપણા એક મોટામાં મોટા પ્રાન્તના–ઉત્તર પ્રદેશના સૂબા તરીકે એ પ્રાન્તમાં જ રહે છે. છતાં તે વારંવાર અહીં આવે છે અને કુલપતિના પત્રોદ્વારા આપણુને નિયમિત રીતે મળતા પણ રહે છે. હિન્દના બે રાજ્યપાલો એક જ સમારંભમાં આપણને મળે છે એને આપણું ભાગ્ય કહો કે નવા જમાનાની તાસીર કહો. પણ મુનશી એકલા ગવર્નર નથી, આ પરિષદ તો એમની છે જ. તેમ મુંબાઇનું ભારતીય વિદ્યાભવન ને બીજી શાળાઓ તથા સંસ્થાઓ પણ એમની જ છે.

છતાં વારવાર મારું મન પાછું ૧૯૦૮–૯ ના મુંબાઈના અરસા તરફ જાય છે. મુનશી તે વખતે એડવોકેટ થવા મુંબાઇ આવ્યા હતા, ને હું પ્રોફેસર ગજ્જરની પ્રયોગશાળામાં રસાયન ભણી એમ. એ. ની તૈયારી કરતો હતો. બંને મુરારજી ગોકુળદાસની જુદી જુદી ચાલીઓમાં (હાલના સિક્કાનગરમાં) રહેતા. કાયદો અને રસાયન પાસે પાસેના મિત્રવિષયો તો નથી; પણ "ગુજર્રસભા" એ ઘણાને ભેગા થવાના લાગ આપ્યા હતા. મુનશીએ પોતે જ પોતાના "સીધાં ચઢાણ" માં કહ્યું છે તેમ મારા જ એક ભાષણ વખતે તેઓ પહેલી વાર બોલવાને ગુર્જરસભામાં આવ્યા હતા. સંસ્કૃતનું શિક્ષણ ને ઉપયોગ એ વિષય હતો. સંસ્કૃત શિક્ષકો એનું શિક્ષણ કેવું અઘરું ને અનાકર્ષક કરી મૂકે છે, તેને બદલે કેવી રીતે તે સરસ, આકર્ષક ને ઉપયોગી કરી શકે તે મેં વિસ્તારથી બતાવેલ. મુનશી પછી બોલ્યા–એમને એ સંતોષ રહ્યો કે એમણે મારા ભાષણના ટૂકડે ટૂકડા કરી નાખ્યા. નવા જ્ઞાનની જય બોલાવી અને પોતે સારું બોલી શકે છે, એ એમણે ને બીજાઓએ જાણ્યું. મને આજે એ સંતોષ છે કે હિન્દમાં અત્યારે સંસ્કૃતની જય બોલાવનારાઓમાં ને સંસ્કૃતપરિષદોમાં મુનશી એક આગેવાન છે. આમ મુનશી પોતાની ભૂલ સુધારી શકે છે: જે ભૂલ કરે તે જ સુધારે ને? ન કરે તેને સુધારવાનું શું હોય?

પણ આવી અંગત વાતો કરવા બેસીએ તો પાર જ ન આવે. લગભગ ૪૫–૪૮ વર્ષોના મોટા ગાળા પછીય, અને ભિન્નરુચિ ને ભિન્ન વિચારો છતાં અમે મિત્રો રહી શકયા છીએ.

પણ એ "ગુર્જરસભા," "વેરની વસુલાત," "પાટણની પ્રભુતા," "ગુજરાતનો નાથ" વગેરેનો મોહભર્યો જમાનો તો જાણે ગયો જ છે! આજે બહુ જ અન્તઃકરણપૂર્વક મુનશીને હું આ પરિષદમાં આવકાર આપું છું.

બધા વિભાગીય પ્રમુખોનેય હું આવકાર આપું છું. એ સૌને વધુ ઓળખવાની મારી ઉમેદ છે. છતાં એ સૌમાં કેટલાકની સાથે મારે સંબન્ધ પણ છે; ભાઈ ઉમાશંકર નવા યુગના કવિ, નાટકકાર, વિવેચક ને વાર્તાકાર હોવા ઉપરાંત એમણે વિવિધ દિશાઓમાં પોતાની કલમને વાળી છે, ઘણા ગ્રન્થો લખ્યા છે અને "સંસ્કૃતિ" જેવા સંસ્કારી માસિકનું તે સંપાદન કર્યા કરે છે 'હિન્દની' Academy' માં તે એક જ ગુજરાતના પ્રતિનિધિ છે. ગુજરાતી સાહિત્યની ઉપર એ જે પ્રકાશ નાખશે તે જરૂર મૂલ્યવંતો થશે જ અને આપણને તે આગળ લઇ જશે.

ડૉ. ભોગીલાલ સાંડેસરા પણ ગુજરાતની અનોખી વ્યક્તિ છે. પોતે જે પરીક્ષા માટે તૈયાર થતા હોય તેમાં પોતાનાં બનાવેલ પુસ્તક મુકાયેલાં જેવાનો લાભ અને માન અત્યન્ત વિરલ છે; અને તે ભાઈ સાંડેસરાને મળ્યાં છે. એમને બોલતા મેં સાંભળ્યા છે. એમના કોઈ કોઈ નાના લેખો વાંચ્યા છે. વડોદરા યુનિવર્સિટિએ એમના જેવા યુવાન પંડિત–સંશોધકને ગુજરાતી વિભાગના વડા બનાવીને એમની જે કદર કરી છે તેને જ આ પરિષદે જાણે કે ટેકો આપ્યો છે.

ભિન્ન ભિન્ન વિભાગોના સર્વ પ્રમુખોને હું આનન્દથી આવકાર આપું છું.

.....પચાસ વર્ષના જીવનમાં સાહિત્યપરિષદની ઓગણીસ જ બેઠક થઇ તે ય મને બહુ અધૂરું લાગે

છે. આ ઓગણીસમાંથી તેર–ચૌદ વિજ્ઞાનવિભાગને મળી છે. પણ વિજ્ઞાનવિભાગ ૧૯૨૦ થી શરૂ થયો ત્યારે જ જે વ્યવહારિક ને વહીવટ કામનું નિયોજન આ વિભાગે કર્યું હતું તે ૧૯૨૮ પછીથી તદ્દન નાશ પામ્યું છે. દરેક બેઠકમાં આ વિજ્ઞાન–વિભાગના પ્રમુખ બીજી બેઠક થતા સુધી આવું કામ ચાલુ રાખે, દેખરેખ રાખી શકે અને કરાવી શકે તો જ સાહિત્યપરિષદ કાંઇક ઉપયોગી કામ જમે કરાવી શકે. અમને આશા હતી કે અમે વિજ્ઞાન–વિભાગવાળાઓ પરિષદના બીજા વિભાગોનેય કાંઇક દાખલો, કાંઇક ધોરણ આપી શકીશું. પણ અમારે એ પ્રયત્નો ફરીથી શરૂ કરવા પડશે. આ વખતના પ્રમુખ સાહેબનું એ દિશા તરફ ધ્યાન ખેંચવાની રજા લઉં છું.

સન ૧૯૦૫થી આ પરિષદનો મંગલ આરંભ થયો ત્યારથીય તેને જન્મ આપનારાઓના મનમાં વિજ્ઞાન સારી પેઠે હતું. શ્રી રમણભાઇ વિજ્ઞાનને બદલે "પદાર્થ વિજ્ઞાન" એ વધારે લાંબો શબ્દ વાપરીને એની આપણને કેટલી જરૂર છે, સાહિત્યપરિષદને પણ જરૂર છે, વગેરે બધી વાતોનો પોતાના સ્વાગતપ્રમુખના ભાષણમાં સારો નિર્દેશ કરે છે. પણ રણજિતરામનું ચિત્ત એથીય બહુ આગળ જાય છે. બહુ બહુ જુએ છે, અને પહેલી પરિષદના વૃત્તાંતમાં મંત્રી તરીકે આમુખમાં આ વાતથી પરિષદના એક સ્પષ્ટ ધર્મનો આકાર બાંધે છે. તેમાંથી થોડું અવતરણ કરવાની આપની રજા માગી લઉં છું.

"પ્રાચીન અને અર્વાચીન ઈતિહાસ જાણવા પુરાણવસ્તુશાસ્ત્ર, ઉત્કીર્ણલેખન ( Epigraphy )મુદ્રાશાસ્ત્ર ( numismatics ), પ્રભૃતિ શાસ્ત્રોનો અભ્યાસ અને શોખ જગાડવો; ઐતિહાસિક શોધખોળ જગાડી ઉત્તેજવી,......સરવાળે આપણી પ્રજામાં Historical spirit જગાડવો; ભૂગોળનો અભ્યાસ, વ્યાપાર અને ઇતિહાસ તથા ધર્મના લાભાર્થે વધારવો; 'સાયન્સ'ના અભ્યાસ માટે જોગવાઇ અને રુચિ ઉત્પન્ન કરવાં; હુન્નર ઉદ્યોગના વિકાસ અને પ્રગતિને આવશ્યક એવાં રસાયણશાસ્ત્ર, યંત્રશાસ્ત્ર, વિદ્યુતશાસ્ત્ર અને જીવનશાસ્ત્ર (એ સર્વના) મૂળતત્ત્વો સરલ ભાષામાં દરેક ગુજરાતી સસ્તી રીતે પ્રાપ્ત કરી વાંચી શકે એવા ઉપાયો સૂચવવા અને યોજવા; આ હેતુ સાધવા પરિભાષા અને લેખનપદ્ધતિ ( diction ) કેવાં ઘડવાં તેનો નિર્ણય કરવો; આ ઉપરાંત સંસારશાસ્ત્ર ( sociology ) જેવા મહત્ત્વના વિષયને ચર્ચવો, તેની અંદર સમાયલા માનવશાસ્ત્ર ( anthropology, ) નૃવંશવિદ્યા ( ethnology ), માનસશાસ્ત્ર ( psychology ) નીતિતત્ત્વચિન્તન ( ethics ), ને તત્ત્વચિન્તન ( philosophy ) સંબન્ધી જુદાં જુદાં દૃષ્ટિબિન્દુથી અભ્યાસ કરાવવા: .. ...

આપણા પ્રજાજીવનને અધિક ઉન્નત, શીલવાન, રસિક અને ઉદાર તેઓ શી રીતે કરી શકે તે વિચારી રાહ દાખવવો; તાત્પર્ય કે વિદ્યાના પ્રભાવથી આપણા દેશનું ભાગ્ય ઊઘડે–આપણી પ્રજાનો ઉત્કર્ષ શાથી થાય એ પ્રશ્નના ઉત્તર અને નિરાકરણ માટે પરિષદે પ્રજાને જાગ્રત કરવી અને કર્તવ્ય આચરવા પ્રેરવી."

—પહેલી પરિષદનો રિપોર્ટ : આમુખ. પૃ. ૨.

આ બધી વાતો, આજથી પચાસ વર્ષ પહેલાં લખનાર, સમજનાર અને વિવેકથી લખનારનું નગજ કેવું હશે ! વળી આજેય કોઈ વિજ્ઞાન જાણનાર એ જ દિશામાં લખવાનો યત્ન કરે તો જરૂર ઘણું વધારે ઉમેરી શકે, છતાં તે વખતના રણજિતરામની વિશાળ બુદ્ધિને તે અભિનંદન આપ્યા વિના રહી નહિ શકે.

ગુજરાતને એ શરમાવે તેવી તો વાત છે કે પંદર વર્ષ પછી જ પરિષદના કેટલાક માણસો આ સમજ્યા. અને ૧૯૨૦માં અમદાવાદની બીજી વારની બેઠકમાં એમણે વિજ્ઞાન વિભાગ શરૂ કર્યો. થોડાં વર્ષો લગી ભાઇ સાંકળચંદ શાહ, પ્રીતમરાય દેસાઇ, વીરમિત્ર દીવેટિયા, પોપટલાલ શાહ, વગેરેએ મળીને ઘણી સારી શરૂઆત પણ કરવા માંડી, પણ તે થોડાં વર્ષોમાં બંધ થઇ ગઈ. ચાલુ કામ કરવાની અનિચ્છા અને "વિજ્ઞાન કાંઇ

સાહિત્ય નથી," "વિજ્ઞાનને સાહિત્ય સાથે શું લાગે વળગે?" એવા એવા ખોટા વિચારો પ્રવર્તવા લાગ્યા, આક્ષેપ પણ થયા, એકાદ બે વાર એ વિભાગ બંધ જ રહ્યો., અને હવે એ વિભાગ પાછો ચાલુ થયો છે, ત્યારે, પરાણે હોય એમ, ત્રણ ચાર વર્ષમાં એક વિજ્ઞાન ઉપરના ભાષણની ઉપરાંત હવે પરિષદ કાંઇ મેળવી કે આપી શકતી નથી.

તેથી જ મને લાગે છે કે નડીઆદના ભાઇઓએ એક ખરેખર આગળ પગલું ભર્યું છે. કેવળ સાહિત્યની જ જે ગાદી હતી તેની ઉપર આજે એક વિજ્ઞાનના પ્રાધ્યાપકને મૂક્યો છે. મારી જિન્દગીનો અર્ધાથી વધુ વખત હું વિજ્ઞાનને જ ચરણે ધરી ચૂક્યો છું વિજ્ઞાનને ખાતર બી. એ. માં બીજા મનગમતા વિષયો છાંડ્યા, વિજ્ઞાનથી જ એમ. એ. થયો, એના જ અભ્યાસ માટે બે વર્ષ બેંગલોર ગયો અને ૨ા–૨ા વર્ષ લન્ડનમાં રહ્યો. ૩૮ વર્ષ લગી, બિમારીને લીધે લેબોરેટરિ છોડવી પડી ત્યાં લગી, પછી વિજ્ઞાનની એક મોટી શાખામાં રસાયનનું શિક્ષણ આપ્યા કર્યું. બેશક છેક ૧૯૧૦માં "શ્રીયુત ગોવર્ધનરામ" પુસ્તક લખ્યું હતું અને પછીથી બીજા લેખો પણ લખ્યા હતા. પરંતુ આ અરસામાં રસાયનના સંશોધનના સહેજે સાઠેક "Papers" પ્રકટ કર્યા, અને એ પ્રકટ કરવાનું કામ તો હજી ચાલે છે. આવા પ્રમુખના નિયોજન ઉપર સારો વિચાર કરવાની જરૂર છે.

મારો આ પદ ઉપર નિયોગ થયો છે તો મારી બે વાતો સાંભળી તે ઉપર જરૂર વિચાર કરશો.

પહેલી વાત એ છે કે વિજ્ઞાનની માનવજીવનમાં કેટલી જરૂર છે તે જોઇ, વિજ્ઞાનનો શિક્ષણ અને સાહિત્યની સાથે કેવો સંબન્ધ છે, આજે પછાત થઈ ગયેલો આપણો આખો દેશ ગમે તેટલા સંસ્કારો સાચવી રાખે અને ધર્મ –તત્ત્વજ્ઞાનમાં ગમે તેટલો ઝૂમે છતાં વિજ્ઞાનને તો એણે સમજવું જ જોઇશે, એને સ્વીકારવું જ જોઇશે, અપનાવવું જ જોઇશે, એ વાતોનું યથાર્થ ગ્રહણ થવું જોઇએ. આજને દિવસે બીજી ગમે તે સિદ્ધિઓ હોય તો પણ દેશમાં વિજ્ઞાન તો જોઇએ જ એમ સ્વીકારી સાહિત્ય તથા વિજ્ઞાનના સાંકડા ખોટા ખ્યાલો મનમાંથી આપણે કાઢી નાખીએ. શિક્ષણમાં તો વિજ્ઞાનનો પ્રવેશ થયો જ છે. સાહિત્યમાં પણ આપણે દરવાજા ઉઘાડા મૂકીએ.

મુનશીજીને આ બધું સમજાવવાની જરૂર નહિ જ હોય અને વિજ્ઞાન વિભાગના જે વિદ્વાન પ્રમુખ સાહેબ ને બીજા વિજ્ઞાનરસિક: ભાઈઓ આવ્યા છે તે સર્વની એક પ્રાથમિક સભા બોલાવી આ વાતનો વિચાર કરવો જોઇએ. આ સભા પરિષદે નિમેલી છતાં આ ક્ષેત્રમાં સ્વતંત્ર કામ ને વિચાર કરે. જરૂર હોય તેટલી વાર મળે., ગુજરાતના બીજા સાથીઓને ભેગા કરે. લેખો લખે, ભાષણો કરે, પ્રયોગો બતાવી વિજ્ઞાનનાં સત્યો પ્રજા સમક્ષ મૂકે; ને એમ ગુજરાતી ભાષાના પોતાને અનુકૂળ રહી, અભ્યાસીઓને ઉપકારક થાય તેવી રીતે ગુજરાતી ભાષામાં વિજ્ઞાનને વધુ ઉતારે. ગુજરાતમાં હવે આટલી બધી કોલેજો છે, અધ્યાપકો છે, પ્રયોગશાળાઓ પણ છે; તો આ કામ હવે વધુ સહેલું પણ થવું જ જોઈએ.

ગુજરાત સંશોધનમંડળ મુંબાઈમાં છે, તેની પણ મદદ આપણને મળતી રહેશે. પછી શક્તિ આવશે ત્યારે પાંખો આવશે: ગુજરાતીમાં વિજ્ઞાન–પત્ર પણ કાઢીએ, વિજ્ઞાન–શિક્ષણને ય વધારે પાકું અને અસરકારક કરીએ. વ્યાખ્યાનો તો વર્ષમાં છ થી બાર આપીએ: એ સર્વનો વિચાર આવશ્યક છે. વ્યવસ્થા કરવા સહકાર પણ જરૂરનો છે.

વિજ્ઞાન વિષે કાંઇક વધુ લખવાની ફરમાયશ થઈ છે. પણ એમાં બહુ ઊતરવાનું તો વિજ્ઞાનવિભાગના પ્રમુખને માટે જ છે ને! વિજ્ઞાનને "દેશી" ભાષાઓમાં ઉતારતાં મોટી મુશ્કેલીઓ વિજ્ઞાનના પારિભાષિક શબ્દોની

બધા વિજ્ઞાનના લેખકોને લાગે છે. આપણી ગુજરાતી, મરાઠી, હિન્દી, બંગાળી ને દક્ષિણની સૌ ભાષાઓને માટે એક સરખી આ મુશ્કેલી છે: તો એ સ્પષ્ટ છે ને કે આપણે એક બીજાની પાસેથી ઘણું શીખી શકીએ: વળી આપણા જે જે લેખકોએ આજ લગીમાં જુદાં જુદાં વિજ્ઞાન–પુસ્તકો લખ્યાં છે તેઓએ આ મુશ્કેલીનો જે ઉકેલ કર્યો છે તે તે વિષય પૂરતો, જરૂર ઉપયોગી થાય. આ વાત ૧૯૨૪ના મારા સાહિત્યપરિષદના વિજ્ઞાન-વિભાગના પ્રમુખ તરીકેના વ્યાખ્યાનમાં બહુ વિગતથી ચર્ચી છે. (જૂઓ "વિજ્ઞાન મન્દિર" ભા. ૨ પૃ. ૨૧૫ – ૨૭૫)

આ મુશ્કેલીમાંથી ત્રણ ચાર રસ્તાઓ નીકળતા માલુમ પડ્યા છે. એક રસ્તો આવા શબ્દોના અંગ્રેજી પર્યાય જ આપણી ભાષામાં ઉતારવાનો છે–અંગ્રેજી શબ્દ ઉછીના લઇ વાપરવાનો છે. અંગ્રેજી એ બહુ સમૃદ્ધ અને જગતની એક મહાભાષા છે. આ માર્ગનો અમુક હદમાં ઉપયોગ કર્યા વિના છૂટકો નથી. ઘણાં વિજ્ઞાનશાસ્ત્રોને માટે.

બીજો રસ્તો, જેના આગ્રહી પક્ષકાર ડૉ. રઘુવીર છે, તે એમ છે કે બધું સંસ્કૃતમાંથી જ લેવું. સંસ્કૃતમાં ન હોય તો મૂળ સંસ્કૃત શબ્દને જુદા જુદા પ્રત્યયો વિગેરે લગાડવા; સંસ્કૃતવેશ આપવો. પણ અંગ્રેજી શબ્દો તો લેવા જ નહિ. આ પક્ષનો ગુણ એક જ છે; ડૉ. રઘુવીરે કોશો રચ્યા છે, ખાસ કરીને રસાયનનો કોશ. અને હિન્દનું મધ્યપ્રાન્તનું રાજ્ય ને મધ્યપ્રાન્તની નાગપુરની યુનિવર્સિટિ બન્નેએ આ પદ્ધતિને તથા આ કોશને માન્ય કર્યાં છે. પણ તે ઉપયોગથી ભાષા અત્યન્ત કિલષ્ટ–કૃત્રિમ થઈ જાય છે. તે કદી સર્વસાધારણ માણસ કામમાં લે એ મને સંભવિત લાગતું નથી. અત્યારે રાજ્યબળથી ટેકો મળશે તેય થોડા કાળને માટેનો જ નીવડવાનો.

ત્રીજો રસ્તો આપણા ગુજરાત સંશોધનમંડળના પ્રમુખ ભાઈ પોપટલાલ શાહે પોતાના વિજ્ઞાનપરિભાષા-કોષમાં સ્વીકાર્યો છે. સર્વાંશે તેને સ્વીકાર્યા વિના એટલું જરૂર કહી શકું કે ભાઈ પોપટલાલે માન્ય કરેલ સિદ્ધાન્તો બહુ સમજદાર છે, અને એ કોશનો માર્ગ જ એકંદરે આપણને ખરે રસ્તે ચલાવશે. પણ આ બધામાં એ વાત મુખ્ય મહત્ત્વની છે કે વિજ્ઞાનનો લેખક અંગ્રેજી, સંસ્કૃત ને ગુજરાતી બહુ સારી રીતે જાણતો ને વાપરતો હોવો જોઈએ. આખરે ભાષામાં શબ્દો એ ચલણી નાણાં જેવા હોય છે. પણ આની પાછળ રાજ બળ પૂરેપૂરા કામનું નથી. લોકબળ જ જોઈએ. ગુજરાતીમાં વિજ્ઞાનલેખો લખનારાઓએ જે જે શબ્દો વાપર્યા છે કે નવા બનાવ્યા છે તેનો સારો અભ્યાસ થાય ત્યારે વળી આપણને વધુ પ્રકાશ મળે.

"સંસ્કૃતિ" ના એ અંકમાં આ ચર્ચા સારી રીતે મુકાઇ ને જુદા જુદા કોશો કયા ગુજરાતી પારિભાષિક શબ્દો વાપરે છે તે બધા રજુ કરવામાં આવ્યા છે. તે સારું હતું. પણ કેમ કોઈ લેખકોના શબ્દો નહિ લેવાયા હોય? એટલા લેખકો નથી કે એટલા સમજણથી વાંચનાર નથી? આ લેખો ઉપર વધુ વિવેચનોય થતાં નહિ.

મારે બીજી જે વાત કરવાની છે ને છેલ્લી તે આપણી પરિષદને વિષે છે.

"જય જય ગરવી ગુજરાત"ના અર્થપૂર્ણ સરસ ગીતથી જાણે આપણી આ પરિષદનો જન્મ થયો છે. વીર નર્મદને ગયે આજ લગભગ સિત્તેર થવા આવ્યાં છે, (એમનું મરણ ને મારો જન્મ એક જ વર્ષના બનાવો છે!) "કોની કોની છે ગુજરાત?" એ સવાલના જવાબો પણ અમરભાષામાં નર્મદે આપ્યા છે. એમાં આજે ઉમેરીએ કે જેની જેની ગુજરાત છે તેની તેની ગુજરાતી ભાષા છે ને તેની આ પરિષદ પણ છે. પરિષદના પ્રમુખોથી માંડીને નાનામાં નાના સભ્ય-સભાસદ લગી સર્વ કોઈ આ વાત યાદ રાખે કે **આ આપણી પરિષદ** છે. આ પરિષદ ઉપરના મમત્વમાં નાના મોટાનો જરાય ભેદ નથી, ન હોવો જોઈએ.

આ પરિષદ એક રીતે હિન્દમાં દેશી ભાષાઓની જુદી જુદી પરિષદોમાં સૌથી વૃધ્ધ છે (એમ હું સમજું છું). એને સ્થપાયે ૫૦ વર્ષ થયાં, પણ ૧૯ બેઠકોમાં તે હજી યુવાન જ કહેવાય. વધારે બેઠકો ન ભરાઈ

તે તો આપણી જ ભૂલ છે, આપણી જ સુસ્તી છે. એનાં પરિણામોમાંથી આપણે છટકી શકીએ નહિ: "સુવર્ણ મહોત્સવ" જેવા સરસ શબ્દો વાપરીનેય.

એક પરિણામ આજે આપણી નજર સામે ઊભું છે. આપણા ઘણા પ્રતિષ્ઠિત લેખકોએ બહુ સ્પષ્ટરૂપે, જો કે બહુ નરમાશથી, આપણી આગળ ધર્યું છે. આને ઝગડો ન જ કહેવો જોઇએ, પણ એ ચોક્કસ છે કે આ પરિષદની પાછળની નીતિ–પદ્ધતિ બદલાશે નહિ, તો ઘણાઓ બહાર નીકળી જશે, ઘણા વધારે દાખલ જ નહિ થાય; અને બીજા કેટલાક પ્રાન્તમાં થયું છે તેમ પરિષદના ભાગલા પડી જશે. પરિષદનું ધ્યેય તો પછી કદી સિધ્ધ થાય નહિ.

આજે ઘણા આગેવાન તેમજ બીજા સાક્ષરો આ પરિષદમાં ભળતા નથી. મુંબઇમાં કેટલાકોએ મને ચોખ્ખું કહ્યું કે "શતાબ્દીમાં તો અમારે આવવું જ જોઇએ. બાકી પરિષદમાં અમને હવે કશો રસ રહ્યો નથી" હું ધારું છું કે અમદાવાદમાં ગાંધીજીના પ્રમુખપણા નીચે જે બેઠક થઇ હતી, તે પછી આજ પરિષદમાં, પરિષદની આ જ બેઠકમાં હું આવી શક્યો છું, લગભગ વીસ વર્ષે. તેનાં ઘણાં કારણોમાં એક કારણ આ પણ છે. કે પરિષદની કાર્યવાહી જેવી હોવી જોઇએ તેથી તદ્દન જુદી જાતની મને લાગી છે.

ભાઈઓ, હું તમારામાંનો એક જ છું ને પરિષદ તરફની ભક્તિમાં હું કોઇથી ઊતરતો નથી. મારાં વચનો એક આત્મીયજનનાં જ ગણી સાંભળશો.

મહાત્મા ગાંધીજીને મારા કરતાં વધુ જાણનારા અહીં ઘણા છે. પણ અમદાવાદની બેઠક પછીથી પરિષદનું નાવ મને વધુ ને વધુ ખોટી દિશામાં જતું લાગ્યું, તેને ઠેકાણે લાવવાનો, ખરે રસ્તે ચઢાવવાનો માર્ગ ગાંધીજીના જીવનમાંથી જરૂર મળી શકે. કદાચિત્ તેવો વાપરવા કોઇ લલચાય, છતાં હું ઇચ્છું છું કે પરસ્પરની સમજણ થવાથી કોઇનેય છેલ્લી અણી લગી જવાની જરૂર નહિ પડે.

ઝગડાઓ પતાવવાનો બીજો એક જાણીતો રસ્તો, ગાંધીજીની પછી, યૂરોપમાં પ્રકટ થયો છે. Moral Rearmament વિષે આજે આપણે ઘણું જાણતા હોઈશું. દુનિયાના દેશેદેશમાં, ઘણાં જુદાં જુદાં કલહક્ષેત્રોમાં એ માર્ગે સમાધાનો, સમજૂતી ને સંપ થયાં છે, એ જાણીતું છે. એ હીલચાલ હાલ એક સચિત્ર માસિક ને બીજાં સામયિક પત્રો કાઢીને પણ પોતાની પધ્ધતિ તથા પોતાના વિજયો જગતને જાહેર કરે છે.

આ પદ્ધતિ આપણનેય બહુ કામમાં આવી શકે. એની મુખ્ય વિધિ એ છે કે શુધ્ધ હૃદયથી, મનના મેલ કાઢીને, પોતાના જ દોષો શોધી કાઢવા–સામાના નહિ. દોષો દેખાય તેમણે દૂર કરવાનો સંકલ્પ કરવો, અને સામા પક્ષની પાસે જઇને ખુલ્લા દિલનો પૂરો એકરાર કરવો, પોતાની ભૂલો ને ભૂલભરેલાં વર્તનોની માફી માગવી. સાચા દિલથી આ કામ થાય છે ત્યારે સામા પક્ષની ઉપર ચમત્કારક અસર થાય છે, અને વિરોધ રહેતો નથી. સમાધાન, સંપ સૌ થાય છે.

ચોપડીઓથી, ભાષણોથી ને નાટકોથી આનાં પુષ્કળ દૃષ્ટાન્તો અપાય છે. ને ડૉ. બુકમેન જે આ લોકોનો અગ્રણી છે તે આજે જગતમાં મોટો શાન્તિ સ્થાપનાર તરીકે મશહૂર થયો છે.

ગાંધીજીની રીતે કે Moral Rearmament ની રીતે આપણે સમજીએ, અને તેનો પૂરેપૂરો લાભ આપણી–એ આપણી જ છે ને ?– આ સાહિત્યપરિષદને મળો એ મારા અંતઃકરણની ઊંડી ઇચ્છા છે.

આપણા જીવનના સર્વ પ્રશ્નો, આપણે સૌ સાફ દિલથી ભેગા મળી, નિહાળીએ, ચર્ચીએ; તેમાંથી રસ્તા કાઢીએ, એ રસ્તાઓ ઉપર સૌ સાથે જઈએ. આવો ઊંડો સર્વગામી સહચાર એ આપણી આ સંસ્થાનો મુખ્ય હેતુ છે. त्यक्तेन भुंजीथाः । એ સૂત્ર સૌએ સમજવાનું છે ને આચરવાનું છે.



# ગુજરાતી સાહિત્ય પરિષદ–૧૯મું સંમેલન–નડીયાદ

## તારીખ : ૨૭, ૨૮–૧૦–૧૯૫૫

## પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ

## શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી

---

**પરિષદ સંમેલનના સભ્યો, સન્નારીઓ ને સદ્‌ગૃહસ્થો,**

આ પ્રસંગે તમે મને પ્રમુખપદ આપ્યું તે માટે તમારો કેટલો આભાર માનું ?

આ વખતે કોઈ બીજા યોગ્ય પુરુષને તમે પ્રમુખ ચૂંટ્યા હોત તો હું ખુશી થાત. આજે કેટલાંક વર્ષથી પરિષદના કાર્યથી હું નિવૃત્ત થઈ ગયો હતો. પણ પરિષદે મને આજ્ઞા કરી એટલે હું તાબે થયો છું. આ સુવર્ણ મહોત્સવ પ્રસંગે અર્ધશતાબ્દીનું ભરતવાક્ય ઉચ્ચારવાની જવાબદારી મારે શિર નાખી છે તો તે પૂરી કરવાની શક્તિ મને ઈશ્વર આપે એટલું હું પ્રાર્થું છું.

પરિષદ સંમેલન પણ નડિયાદમાં—ગોવર્ધનગ્રામમાં—ત્રીજી વાર મળે છે. અને યોગાનુયોગે આ સુવર્ણ-મહોત્સવ પણ ગોવર્ધનશતાબ્દી પ્રસંગે ઉજવાય છે. નડિયાદ ઝવેરીલાલ યાજ્ઞિક, મનસુખરામ ત્રિપાઠી ને વિહારીદાસ દેસાઈથી શરૂ થતા મહાપુરુષોની ભૂમિ છે. એ બધાની પ્રેરણાથી આ સંમેલન સફલ બને એવી આશા સેવું છું.

નવસારીમાં ૧૯૫૨માં મળેલા પરિષદ સંમેલન પછી આજ આપણે મળીએ છીએ. તે વચગાળામાં આપણે ગુમાવેલા સરસ્વતીભક્તો અને વિદ્‌જ્જનોનું આપણને સ્મરણ થયા વિના નથી રહેતું. કવિવર અરદેશર ખબરદાર, અગ્રગણ્ય નવલકથાકાર રમણલાલ વસંતલાલ દેસાઈ, સૌમ્યમૂર્તિ રામનારાયણ વિશ્વનાથ પાઠક, અવિરત જ્ઞાનસેવી દુર્ગાશંકર શાસ્ત્રી, તેમજ રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, રત્નમણિરાવ ભીમરાવ, ચંદ્રશંકર શુકલ, અમૃતલાલ શેઠ તથા શામળદાસ ગાંધીને આપ સૌના અને મારા તરફથી શ્રદ્ધાંજલિ આપું છું. શાસ્ત્રીજી અને પાઠક તો મારી સાથે અનેક ક્ષેત્રોમાં સંકળાયેલા હતા. શાસ્ત્રીજીની અને પરિષદ સંમેલનના બે ભૂતપૂર્વ પ્રમુખોની ગેરહાજરી આપણને બધાયને સાલે છે.

૧૯૨૪ થી મેં પરિષદની સેવા કરવા માંડી ત્યારે સર રમણભાઈ આદિ કાર્યકર્તાઓના ત્રણ ઉદ્દેશો મારી આંખ સામે હતા. પ્રથમ ઉદ્દેશ પરિષદને વ્યવસ્થિત કરવાનો હતો કે જેથી એને કોઈ તોડી શકે નહીં; બીજો રાજ્યકારણના આક્રમક જુવાળમાં સાહિત્યની એક પુરી પણ અવ્યવસ્થિત સંસ્થા ઘસડાઈ ન જાય તે જોવાનો; ત્રીજો, પરિષદને સેંકડો શાસનોમાં વિભક્ત ગુજરાતીઓની એકતા મૂર્ત કરવાનું સાધન બનાવવાનો.

આ ત્રણે ઉદ્દેશો ઘણે અંશે આજે પરિપૂર્ણ થયા છે. પરિષદ તુટે એવો ભય ક્યારનો એ દુર થયો છે. સાહિત્યનું ક્ષેત્ર હવે એવું સબળ થયું છે કે રાજકારણ એને જપ્ત કરી શકે તેમ નથી. અને ગુજરાતીઓની અનેક ક્ષેત્રમાં એકતા સાધતી સંસ્થાઓ હસ્તીમાં આવી છે તેમજ ગુજરાતીઓનું એકીકરણ પાસે આવી લાગ્યું છે

હવે એ જરૂરનું છે કે આપણાં નવાં સ્થપાયેલાં વિશ્વવિદ્યાલયો એનો ભાર ઉપાડવામાં સામેલ થાય. આ કામ સરળ કરી આપવાની ઈચ્છા, આ પદ મેં સ્વીકાર્યું છે તેનાં અનેક કારણોમાંનું એક છે.

૩૧ વર્ષે આજે આખો યુગ બદલાઈ ગયો છે, એના ઉદ્દેશો બદલાઈ ગયા છે. એ બદલાઈ ગયેલી પરિસ્થિતિને અનુરૂપ નીતિ અને પ્રવૃત્તિઓની રૂપરેખા દોરવાનું કર્તવ્ય આજે પરિષદની સામે ઊભું છે.

( ૨ )

આ જમાનામાં આપણી આંખ આગળ રાજકારણ, સુરક્ષિતતા અને સમાજકલ્યાણ સદાય રમ્યા કરે છે તેથી સાહિત્યપરિષદનું સાર્થક્ય ઘણાને ન સમજાય એમ પણ બને.

પરિષદનું પ્રથમ ધ્યેય ગુજરાતી સાહિત્ય ને સંસ્કારની અભિવૃદ્ધિ અને વિસ્તારને પોષવાનું છે. એનું અંતિમ ધ્યેય સંસ્કૃતિના વિકાસને વેગ આપવાનું છે.

માત્ર રાજકીય સુરક્ષિતતા અને આર્થિક સમાજકલ્યાણથી સંસ્કૃતિ વિકસતી નથી. સંસ્કૃતિનો વિકાસ તો સામુદાયિક જીવનમાં ઉલ્લાસની અભિવૃદ્ધિ, સરસતાનો પ્રાદુર્ભાવ, વ્યવહારનું સુરુચીકરણ ને ભાવનામયતાની સર્વોપરિતા આવે ત્યારે થાય છે. સુરક્ષિતતા અને સમાજકલ્યાણ એ તો તેનાં સાધન છે.

આ દૃષ્ટિએ છેલ્લાં પચાસ વર્ષમાં ગુજરાતે જે પ્રગતિ સાધી છે તેનું સમગ્રદર્શન કરવું જરૂરનું છે.

૧૯૦૫માં રણજીતરામે પરિષદ સ્થાપી ગુજરાતની અવ્યક્ત અસ્મિતાનું મંદિર રચ્યું. ગોવર્ધનરામે તેમાં પ્રાણપ્રતિષ્ઠા કરી. ગુજરાત આળસ મરડી બેઠું થયું. એક યુગ સંકેલાઈ ગયો ને બીજો શરૂ થયો.

એજ અરસામાં રશિયા અને જાપાન વચ્ચેના યુદ્ધ તેમ જ બંગભંગને કારણે ઉદ્દામ રાષ્ટ્રભક્તિનો પવન પહેલી વાર ગુજરાતમાં વાયો. વડોદરામાં શ્રી અરવિંદની પ્રેરણાથી થોડાક ગુજરાતીઓએ દેશસેવાની કંઠી બાંધી. ૧૯૦૭માં સૂરતમાં કોંગ્રેસ તૂટી ત્યારે ગુજરાતીઓએ રાજકારણમાં ઝંપલાવવું શરૂ કર્યું.

શ્રીમતી વિદ્યાબહેન અને શારદાબહેન બી. એ. થયાં. આવો મોટો ગુનો કર્યો તે માટે એમને જે સહેવું પડયું તેનો ખ્યાલ તમને ઘણાને આવે એમ નથી. સારા ઘરની સ્ત્રીઓએ ગરબા પણ વિસાર્યા; એમને તેમાં અધમતાની ગંધ આવી.

ગુજરાતી બોલનારાઓ પર સેંકડો રાજવીઓ અમલ ચલાવતા. તેમની એકતા માત્ર આપણાં ભાષા અને સાહિત્ય પર નિર્ભર હતી. ગોવર્ધનરામ સર્વમાન્ય સાહિત્યગુરુનું સ્થાન પામી સાહિત્યરસિકોને એકસૂત્રતા આપી રહ્યા હતા. છતાં જોડણી એકધારી નહોતી, અને શૈલીમાં સચોટ કથનપ્રભાવ આવ્યો નહતો.

ડાહ્યાભાઈ ધોળાશાજીએ નાટયકલા ને નવાં ગાયનગરબીથી સામાન્ય હૃદયો હલમલાવ્યાં. પહેલી વાર લોકપ્રિય નટ 'સુંદરી'એ સારા ઘરની સ્ત્રીના હાવભાવ ને વેશભૂષા પર ઊંડી અસર કરી. શૃંગારમય પ્રેમ લોકોની જીભે ચડયો ને હૃદયમાં ઊતરવા લાગ્યો. 'કલાપી'નાં ઊર્મિભર 'કેકારવે', 'કાન્ત'નાં સૂક્ષ્મતમ ભાવ દર્શાવતાં અપૂર્વ કાવ્યોએ અને કવિ નાનાલાલનાં શબ્દસૌંદર્યે શોભતાં ઊર્મિગીતોએ સંસ્કારી હૃદયો ગુંજતાં કર્યાં.

( ૩ )

'ગુજરાત જોવાજોગ છે' ને 'વસંત કે આ ગુર્જરીની રસિકના વરી' એમ રંગભૂમિ પર ગવાવા લાગ્યું. નાનાલાલે ગુજરાતને 'કૃષ્ણચંદ્રની કૌમુદી' સાથે સરખાવ્યો. ખબરદારે 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત' ઉચ્ચારી મહાગુજરાતને શબ્દદેહ આપ્યો. ગુજરાતને એના ભૂતકાળનું ભાન થવા લાગ્યું. 'ગુણવંતી ગુજરાત' એક પ્રેરણાગાન બન્યું.

આ વહેણમાં હું પણ તણાયો. ૧૯૦૫માં મેં 'The Graves of the Vanished Empires' માં ગુજરાતની મહત્તા પર આંસુ સાર્યાં. ૧૯૧૪માં ગુજરાતની અસ્મિતા મારા હૈયે વસી ત્યારથી ચૌલુક્ય-યુગનું સાહિત્યમાં સર્જન કરવાનો મેં આરંભ કર્યો.

૧૯૧૭માં હાજી મહમ્મદે 'વીસમી સદી' માસિક દ્વારા નવા સાહિત્યકારો ને નવા ચિત્રકારોનો પરિચય કરાવ્યો. તેમાં શ્રી. રવિશંકર રાવળે ચિત્રકલાનો ગુજરાતી સંપ્રદાય સ્થાપ્યો. આજે તેમાં ફાલ આવી રહ્યો છે.

૧૯૨૦માં ગાંધીજીએ ગુજરાત વિદ્યાપીઠ સ્થાપી. તેના શિક્ષણગુરુઓએ સાહિત્ય અને સેવાભાવ બન્ને ક્ષેત્રોમાં નવી ભાત પાડી. 'જોડણીકોશે' ગુજરાતી જોડણી એકધારી કરવાનો સફલ પ્રયત્ન આદર્યો.

નવા પ્રભાતનું ભાન આવતાં ગુજરાતનું સાંસ્કારિક વ્યક્તિત્વ સુરેખ થયું. સાહિત્યસંસદે ગુજરાતના સંસ્કાર અને સાહિત્યની અભિવૃદ્ધિ કરવાનું કામ વેગભર ઉઠાવ્યું ને 'ગુજરાત' માસિક પ્રગટ કર્યું.

નાટક એ સાહિત્ય ને કલાનું ઉત્તમાંગ છે અને સંસ્કારી જીવનમાં અવૈતનિક કલારૂપે એને સ્થાન ન અપાય ત્યાં સુધી સ્ત્રીની સમાનતા અધૂરી રહે અને વ્યવહારનું સુરુચીકરણ ન બને, સાહિત્યસંસદે નૃત્ય ને ગરબાને કલાત્મક સ્વરૂપ આપી તે પ્રવૃત્તિને ગૃહજીવનમાં અપનાવવાનો પ્રયત્ન કર્યો. તેણે 'કાકાની શશી'નો સફલ પ્રયોગ કર્યો જેમાં પહેલી વાર આપણા સમાજમાં પ્રતિષ્ઠિત સ્ત્રીપુરુષોએ નાટક ભજવી તેને એક આવશ્યક સામાજિક બળ રૂપે સ્વીકાર્યું.

એક તરફથી ગુજરાતને ભૂત મહત્તાનું ભાન થવા માંડ્યું, બીજી તરફ ગાંધીજીએ વ્યક્તિગત કર્તવ્ય-પરાયણતા અને સામુદાયિક પરાક્રમ વડે આત્મદર્શન કરવાની કલા આપણને શીખવી. ગુજરાતે અર્જુનના કૌશલ્યથી એ પાઠ શીખી લીધો. મહત્તાનાં સ્વપ્નાં તેને સિદ્ધ કરવાના પ્રયાસોમાં પરિણામ પામ્યાં.

સત્યાગ્રહનાં આંદોલનોથી ગુજરાતને પોતાની સામુદાયિક શક્તિમાં આત્મશ્રદ્ધા પ્રગટી. ગાંધીજીનાં વ્યક્તિત્વ અને આચરણ પર આપણો પૂજ્યભાવ કેન્દ્રિત થયો, સંઘશક્તિને કાર્યાન્વિત કરવાની ટેવ આપણને પડી અને તેની અસર સાહિત્ય અને સંસ્કાર બંને પર પડી.

૧૯૨૭માં રેલસંકટ વખતે, વલ્લભભાઈ પટેલ—તે વખતે સરદારને નામે દેશભરમાં વિખ્યાત નહોતા થયા—તેના નેતૃત્વમાં ગુજરાતે સંઘશક્તિ દાખવી બધાને ચકિત કર્યાં. ૧૯૨૮માં તેમણે પ્રચંડ વ્યવસ્થાશક્તિથી બારડોલી સત્યાગ્રહવડે બ્રિટીશ સામ્રાજ્યના પાયા હચમચાવ્યા, ને ગુજરાત તેમ જ ભારતને પરાક્રમો કરવાની આત્મશ્રદ્ધા આવી. સરદારે ગુજરાતી અનુયાયીગણનું નિયંત્રણ કર્યું અને કર્તવ્યક્ષેત્રમાં ગુજરાતના કાર્યકર-સંઘને એક અને અવિભાજ્ય બનાવ્યો.

## ( ૪ )

૧૯૩૮ના સંક્રમણકાળમાં કરાંચી સાહિત્ય પરિષદે 'ગુજરાતીતા'ને પ્રગલ્ભ થવાની ઘોષણા કરી. પહેલેથી ગુજરાતની અસ્મિતાએ ભારતીયતાને પોતાનું પ્રથમ અંગ માન્યું છે. સંસદ અને પરિષદે તેને મૂર્ત સ્વરૂપ આપવા તેજ વર્ષે ભારતીય વિદ્યા ભવનની સ્થાપના કરી.

૧૯૩૯માં બીજું વિશ્વયુદ્ધ આવ્યું. ગુજરાતીઓ સમૃદ્ધ થયા. એમની ઉદારતાને વેગ મળ્યો. સત્યાગ્રહથી સ્ત્રીઓમાં સ્વાતંત્ર્ય અને કાર્યકરોમાં સેવાભાવ આવ્યાં હતાં એટલે પરિણામે સામાજિક પ્રવૃત્તિઓ સબળ થઈ.

૧૯૨૫માં ગુજરાત વિશ્વવિદ્યાલય સ્થાપવાની અવ્યક્ત આકાંક્ષા વ્યક્ત થઈ. ૧૯૨૬માં ગાયકવાડ સરકારે વડોદરા વિશ્વવિદ્યાલય સ્થાપવા 'વીજરી કમીશન' નીમ્યું, પણ ગુજરાતની આકાંક્ષાને સ્પષ્ટ રૂપ આપવા સિવાય બીજું ફળ તે વખતે ન આવ્યું.

વડોદરામાં વિજ્ઞાન મંદિરે તો અનુસ્નાતક વિદ્યાભ્યાસમાં પહેલ કરી જ હતી. ૧૯૩૯માં આણંદમાં કૃષિગોવિદ્યાભવન અને અમદાવાદમાં ગુજરાત વિદ્યાસભાનો સંશોધનવિભાગ સ્થપાયાં અને ઉચ્ચત્તમ શિક્ષણનો વિકાસ શરૂ થયો.

જેમ સ્વતંત્રતા પાસે આવતી ગઇ તેમ વિદ્યાવૃદ્ધિમાં આપણો ઉત્સાહ વધ્યો. ૧૯૪૭માં વડોદરા પરિષદે ગુજરાત વિશ્વવિદ્યાલય સ્થપાય એવો નિર્ણય કર્યો ને તેની યોજના કરવા મુંબઇ સરકારે માવલણકર સમિતિ નીમી. પ્રતાપસિંહરાવ ગાયકવાડે વડોદરા વિશ્વવિદ્યાલય સ્થાપવા મુનશી સમિતિ નીમી. વલ્લભવિદ્યાનગરમાં વિઠ્ઠલભાઈ વિદ્યાલય શરૂ થયું. ૧૯૪૯ની ૩૦મી એપ્રિલે વડોદરા વિશ્વવિદ્યાલયનો અને ૨૭મી નવેમ્બરે ગુજરાત વિશ્વવિદ્યાલયનો આરંભ થયો. ૧૯૫૫માં સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠ સ્થપાઈ રહી છે.

( ૫ )

૧૯૪૭માં સ્વાધીનતાનાં વહાણાં વાયાં. સરદાર ભારતના એકીકરણના વિશ્વકર્મા બન્યા. ૧૯૪૮માં સૌરાષ્ટ્રનું એકીકરણ થયું. ૧૯૪૮માં કચ્છ, જૂનાગઢ, માંગરોળ ને માણાવદર, અને ૧૯૫૦માં વડોદરા, ગુજરાતનાં બીજાં દેશીરાજ્યો અને આખુ મુંબઇ દેશમાં વિલીન થયાં.

સંવત ૨૦૦૪ની કાર્તિક સુદ પ્રતિપદાએ. ૧૨મી નવેમ્બર ૧૯૪૭ને દિને ગુજરાત ને ભારતના ઇતિહાસમાં અનેરો પ્રસંગ બન્યો. જૂનાગઢ પડ્યું; સરદારશ્રી પ્રભાસ ગયા અને સમુદ્રમાં જઈ હાથમાં પાણી લઇ કહ્યું : 'મારી બધી મહત્ત્વકાંક્ષાઓ આજે પૂર્ણ થઈ.' સાંજની સભામાં તેમણે સંકલ્પ પ્રકટ કર્યો: 'આ નવા વર્ષના શુભ દિને સોમનાથનું મંદિર ફરી બંધાય એવો નિર્ણય કર્યો છે.'

૧૯૫૦ના મે મહિનાની આઠમી તારીખે જામસાહેબે મંદિરનો શિલાન્યાસ કર્યો. ૧૧ મે ૧૯૫૧ ને દિને રાષ્ટ્રપતિ રાજેન્દ્રપ્રસાદે સોમનાથ ભગવાનના નવા લિંગની પ્રાણપ્રતિષ્ઠા કરી.

પિસ્તાળીશ વર્ષનું મારુ સ્વપ્ન સિદ્ધ થયું. નવગુજરાતનો આરંભ થયો, સાથે ગુર્જર હૃદયની સદીઓની પ્રતિજ્ઞા પરિપૂર્ણ થઇ.

'બુદ્ધિવર્ધક' અને 'અસ્તોદય'નો સંગમ થયો હોવાથી આપણી પ્રગતિ ગંગાજીના પ્રબળ પ્રવાહની જેમ આગળ વધે છે. ગુજરાતી માનસના સમતોલપણાને પરિણામે જૂનું હોય તેનો આપણે નષ્કારણ ધ્વંસ થવા દેતા નથી અને નવું ન જોઈએ એવા સંકલ્પે તાતસ્ય કૂપે આપણે બૂડી મરવા માગતા નથી. ભારતના બીજા પ્રદેશોની સરખામણીમાં આપણે ત્યાં નાતિબંધનો શિથિલ થયાં છે અને તજ્જન્ય વિખવાદ ઘણો ઓછો છે.

સ્ત્રીઓ ઘણે અંશે સ્વતંત્રતા અને સમાનતા પ્રાપ્ત કરવામાં આગળ વધી છે. ગીત, નૃત્ય ને નાટકોથી તેઓ સંસ્કાર અને જીવનમાં પ્રફુલ્લતા આણી રહી છે: છતાં તેમણે નથી ઘર સંભાળવું છોડ્યું કે નથી આર્યાનુરૂપ મર્યાદા છોડી.

ગુજરાતી જીવનમાં નીતિ અને ઇશ્વિરશ્રદ્ધા કાયમ રહી છે. ભગવાન શ્રીકૃષ્ણ, નરસિંહ મહેતો, સ્વામી-નારાયણ, દયાનંદ અને મહાત્મા ગાંધીના આદેશ આપણાં હૈયાં પ્રેરે છે. જગતને પોતાની ચૂડમાં આજે પકડી બેઠેલા જડવાદનું ઝેર ઉતારવાનું આધ્યાત્મિક સામર્થ્ય ગુજરાતમાં હતું તેવું છે.

( ૬ )

૧૯૧૫થી મારી એક ઝંખના હતી કે ગુજરાતી બોલતી સમસ્ત પ્રજા એક શાસનવર્તુલમાં આવે અને ગુજરાત 'એક ને અવિભાજ્ય' બની રહે.

કરાંચી, રાજકોટ અને જૂનાગઢની પરિષદોમાં પણ એજ ઝંખના વ્યક્ત થઈ હતી. મહાગુજરાત સંમેલને પણ ઠરાવ કર્યો હતો કે ગુજરાતનો—એટલે ગુજરાતી જ્યાં બોલાય છે તે સમસ્ત પ્રદેશનો—મુંબઈ પ્રાંતમાં સમાવેશ કરી દેવો.

ગુજરાતી પ્રજાની શાસનીય એકતાની ઝંખના મારા જીવતાં પરિપૂર્ણ થશે કે નહીં તે વિશે મને ખાત્રી નહોતી. આજે આપણે મુક્ત કંઠે ઈશ્વરનો પાડ માની શકીએ કે એ શુભ ચોઘડિયું આવી લાગ્યું છે. ગુજરાત એક પ્રદેશમાં આવશે, સદાને માટે અવિભાજ્ય રહેશે અને ભારતની પ્રચંડ શક્તિનો સ્તંભ બની રહેશે. જે ધ્યેયથી એકત્રીશ વર્ષ પર પરિષદની સેવા કરવા હું તત્પર થયો હતો તે આજે સિદ્ધ થયું.

આપણે રાષ્ટ્રધર્મને ગુજરાતની અસ્મિતાનું સર્વોપરિ અંગ માન્યું છે. પ્રાદેશિક અભિમાન અને ભાષાવાદી વિભંજન–લાલસાથી ભારતને શું વેઠવું પડ્યું છે તેની સાક્ષી આપણા ઇતિહાસનાં પાનેપાનાં પૂરે છે તેનું આપણને ભાન છે. જો ભારત અવિભાજ્ય રહેશે તો બધા પ્રદેશો તરી જશે. જો ભારત ભાંગશે તો કયો પ્રદેશ જીવતો રહેવાનો છે ?

પ્રાદેશિક પુનર્વ્યવસ્થા સમિતિની સૂચનાઓ વિશે આપણા રાજકીય દળોના નેતાઓ અને રાષ્ટ્રનેતાઓ વચ્ચે વાટાઘાટો ચાલે છે. એટલે તે વિશે અત્યારે વાક્સંયમ કેળવવો આવશ્યક છે.

ભારતનો સૂર્ય મધ્યાહ્ને ચડી રહ્યો છે ત્યારે એક કરોડ સિત્તર લાખ ગુજરાતીઓ બધું ખોઇ બેસીશું એવો ભય અસ્થાને છે.

સિદ્ધિ આત્મબલને વરે છે, સંખ્યાબલને નહીં. જેનામાં અદમ્ય ઉત્સાહ, અડગ સંઘશક્તિ અને સર્વસમર્પણ કરવાનો સંકલ્પ હોય તેને તો સફળતા વરેલી જ છે. અને જે બલહીણો હોય તેની આત્મસિદ્ધિ કદી થઈ સાંભળી છે ?

( ૭ )

એક અત્યંત વિવાદાસ્પદ પ્રશ્નને છેડું છું. મારું સ્પષ્ટ મંતવ્ય છે કે જો ભારતમાં હિન્દી ઉચ્ચતર શિક્ષણનું માધ્યમ દરેક પ્રદેશમાં નહીં થશે તો પ્રાદેશિકતા વધશે અને ભારતની એકતાનો વિધ્વંસ થશે, અને એ માધ્યમ તરીકે સ્વીકારાશે તો બધી પ્રાદેશિક ભાષાઓનો વિકાસ થયા વિના રહેવાનો નથી.

સ્વાર્થદષ્ટિએ જોતાં પણ જો આપણો કેળવાયેલો વર્ગ હિન્દી સારું બોલી ને લખી શકે નહીં તો તેને ગુજરાત બહાર સ્થાન નહીં રહે. શિક્ષણકેન્દ્રોમાં પરભાષાભાષી વિદ્વાનોનો પ્રોત્સાહક સાથ નહીં સાંપડે. શાસનકાર્યોમાં આપણે પાછળ રહીશું. સર્વોદયના જમાનામાં આપણી સેવાનું ક્ષેત્ર સંકુચિત થઈ જશે અને પ્રાદેશિક ભાષાવાદની અભિવૃદ્ધિ થયા કરશે.

વ્યવહાર કે શિક્ષણનું માધ્યમ હિંદી થયે ગુજરાતીનાં સૌંદર્ય ને પ્રભાવ ઘટશે એ ભય અવાસ્તવિક છે.

હિન્દીનો માધ્યમરૂપે ઉચ્ચતર અભ્યાસમાં સ્વીકાર કરવો એ ગુજરાતીના વિકાસ માટે જરૂરનું છે એમ હું માનું છું. ગોવર્ધનરામ, નરસિંહરાવ ને નાનાલાલ અંગ્રેજી ને સંસ્કૃત શીખ્યા તેથી ગુજરાતીનો વિકાસ રૂંધાઇ ગયો ? ગાંધીજી, મહાદેવભાઇ ને કાકા કાલેલકરે સંસ્કૃત, હિન્દી, અંગ્રેજી, મરાઠી ભાષાનો અભ્યાસ ન કર્યો હોત તો વધારે સારી રીતે ગુજરાતીની સેવા કરત ?

વડોદરામાં વિજ્ઞાન મંદિરે તો અનુસ્નાતક વિદ્યાભ્યાસમાં પહેલ કરી જ હતી. ૧૯૩૯માં આણંદમાં કૃષિગોવિદ્યાભવન અને અમદાવાદમાં ગુજરાત વિદ્યાસભાનો સંશોધનવિભાગ સ્થપાયાં અને ઉચ્ચત્તમ શિક્ષણનો વિકાસ શરૂ થયો.

જેમ સ્વતંત્રતા પાસે આવતી ગઇ તેમ વિદ્યાવૃદ્ધિમાં આપણો ઉત્સાહ વધ્યો. ૧૯૪૭માં વડોદરા પરિષદે ગુજરાત વિશ્વવિદ્યાલય સ્થપાય એવો નિર્ણય કર્યો ને તેની યોજના કરવા મુંબઇ સરકારે માવલણકર સમિતિ નીમી. પ્રતાપસિંહરાવ ગાયકવાડે વડોદરા વિશ્વવિદ્યાલય સ્થાપવા મુનશી સમિતિ નીમી. વલ્લભવિદ્યાનગરમાં વિઠ્ઠલભાઈ વિદ્યાલય શરૂ થયું. ૧૯૪૯ની ૩૦મી એપ્રિલે વડોદરા વિશ્વવિદ્યાલયનો અને ૨૭મી નવેમ્બરે ગુજરાત વિશ્વવિદ્યાલયનો આરંભ થયો. ૧૯૫૫માં સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠ સ્થપાઈ રહી છે.

( ૫ )

૧૯૪૭માં સ્વાધીનતાનાં વહાણાં વાયાં. સરદાર ભારતના એકીકરણના વિશ્વકર્મા બન્યા. ૧૯૪૮માં સૌરાષ્ટ્રનું એકીકરણ થયું. ૧૯૪૮માં કચ્છ, જૂનાગઢ, માંગરોળ ને માણાવદર, અને ૧૯૫૦માં વડોદરા, ગુજરાતનાં બીજાં દેશીરાજ્યો અને આબુ મુંબઇ દેશમાં વિલીન થયાં.

સંવત ૨૦૦૪ની કાર્તિક સુદ પ્રતિપદાએ. ૧૨મી નવેમ્બર ૧૯૪૭ને દિને ગુજરાત ને ભારતના ઇતિહાસમાં અનેરો પ્રસંગ બન્યો. જૂનાગઢ પડ્યું; સરદારશ્રી પ્રભાસ ગયા અને સમુદ્રમાં જઈ હાથમાં પાણી લઇ કહ્યું : ‘ મારી બધી મહત્ત્વકાંક્ષાઓ આજે પૂર્ણ થઈ.’ સાંજની સભામાં તેમણે સંકલ્પ પ્રકટ કર્યો: ‘ આ નવા વર્ષના શુભ દિને સોમનાથનું મંદિર ફરી બંધાય એવો નિર્ણય કર્યો છે.’

૧૯૫૦ના મે મહિનાની આઠમી તારીખે જામસાહેબે મંદિરનો શિલાન્યાસ કર્યો. ૧૧ મે ૧૯૫૧ ને દિને રાષ્ટ્રપતિ રાજેન્દ્રપ્રસાદે સોમનાથ ભગવાનના નવા લિંગની પ્રાણપ્રતિષ્ઠા કરી.

પિસ્તાળીશ વર્ષનું મારુ સ્વપ્ન સિદ્ધ થયું. નવગુજરાતનો આરંભ થયો, સાથે ગુર્જર હૃદયની સદીઓની પ્રતિના પરિપૂર્ણ થઇ.

‘ બુદ્ધિવર્ધક ’ અને ‘ અસ્તોદય ’નો સંગમ થયો હોવાથી આપણી પ્રગતિ ગંગાજીના પ્રબળ પ્રવાહની જેમ આગળ વધે છે. ગુજરાતી માનસના સમનોલપણાને પરિણામે જૂનું હોય તેનો આપણે નકારણ ધ્વંસ થવા દેતા નથી અને નવું ન જોઈએ એવા સંકલ્પે તાતસ્ય કૂપે આપણે બૂડી મરવા માગતા નથી. ભારતના બીજા પ્રદેશોની સરખામણીમાં આપણે ત્યાં જ્ઞાતિબંધનો શિથિલ થયાં છે અને તજ્જન્ય વિખવાદ ઘણો ઓછો છે.

સ્ત્રીઓ ઘણે અંશે સ્વતંત્રતા અને સમાનતા પ્રાપ્ત કરવામાં આગળ વધી છે. ગીત, નૃત્ય ને નાટકોથી તેઓ સંસ્કાર અને જીવનમાં પ્રફુલ્લતા આણી રહી છે: છતાં તેમણે નથી ઘર સંભાળવું છોડ્યું કે નથી આર્યાનુરૂપ મર્યાદા છોડી.

ગુજરાતી જીવનમાં નીતિ અને ઇશ્વરશ્રદ્ધા કાયમ રહી છે. ભગવાન શ્રીકૃષ્ણ, નરસિંહ મહેતો, સ્વામીનારાયણ, દયાનંદ અને મહાત્મા ગાંધીના આદેશ આપણાં હૈયાં પ્રેરે છે. જગતને પોતાની ચૂડમાં આજે પકડી બેઠેલા જડવાદનું ઝેર ઉતારવાનું આધ્યાત્મિક સામર્થ્ય ગુજરાતમાં હતું તેવું છે.

